યુનિટ – ૩

૬. જેઠવા રાજવંશનો પરિચય – ભાવસિંહજી (પોરબંદર) બાળપણ અને પ્રારંભિક કારકિર્દી

- ભાવસિંહજીના પ્રજાકલ્યાણના કાર્યો

૭. નટવરસિંહજી (પોરબંદર) બાળપણ અને પ્રારંભિક કારકિર્દી

- નટવરસિંહજીના પ્રજાકલ્યાણના કાર્યો

# ૬. જેઠવા રાજવંશનો પરિચય




**પોરબંદરનું રાજ્ય ચિન્હ**

## (૧) પ્રસ્તાવના

કાઠિયાવાડમાં પ્રાચીન સમયથી જુદા જુદા રાજવંશોએ પોતાનું પ્રભુત્વ સ્થાપિત કર્યું હતું. તેમાં પ્રાચીન સમયમાં ચાવડા, વાળા, ચુડાસમા અને જેઠવા વગેરે રાજકુળો મુખ્ય હતા. 'જેઠવા રાજપૂતો'નો વંશ સૌથી પ્રાચીન માનવામાં આવે છે. આઝાદી પહેલાં સૌરાષ્ટ્રમાં ૨૨૨ દેશી રાજ્યો હતા. તેમાં જુદા જુદા રાજકૂળોનું શાસન હતું. તેમાં જેઠવાઓની સત્તા અંગ્રેજોના આગમન સમયે પોરબંદર રાજ્યમાં પ્રવર્તતી હતી. જેઠવાઓએ પોતાની રાજધાની જુદાં જુદાં અનેક સ્થળોએ બદલી હતી. તેમાં ઈ.સ. ૧૭૮૫માં પોરબંદરને રાજધાની તરીકે સ્થાપિત કરી હતી. પોરબંદરનું રાજ્ય રાણાના રાજ્ય કે પૌરવેલાકુલ, સુદામાપુરી કે પોરબંદર તરીકે પણ જાણીતું બન્યું હતું. જેઠવા વંશમાં કુલ ૧૮૦ રાજવીઓ થયા હતા તેમાં ૭ ધ્વજ, ૪૮ કુમાર, ૧૨ રાજન, ૨૮ મહારાજ, ૧૩ જેઠવા, ૭૦ રાણા તથા ૧ મહારાજાનું બિરુદ ધરાવતા હતા. આમ ૧૮૦ રાજવીઓના કુળ વાળા જેઠવા શાસકોની ઉત્પત્તિ વિશે અલગ અલગ માહિતી પ્રાપ્ત થાય છે.

## (૨) રાજવંશની ઉત્પતિ અંગેના વિવિધ મંતવ્યો

જેઠવાઓની ઉત્પત્તિ વિશે મળતી માહિતી પ્રમાણે તેઓ હનુમાનજીના વંશજો હતા અને તેઓના મૂળપુરુષ મકરધ્વજ હતા કે જે હનુમાનજીના પ્રસ્વેદ બિંદુમાંથી ઉત્પન્ન થયા હતા અને પછી શ્રીનગરમાં રાજ્ય કર્યું હતું.

ડો.વિલ્સનના મતે જેઠવાઓ 'જાટ', 'જટ', કે 'જીત' ની શાખા હશે. આ નામની સમાનતાને કારણે તેમને એવું જણાય છે કે જેઠવા શ્વેતહુણો (સિથીયનો)ની એક પેટાશાખા હોવી જોઈએ.તેઓ ઉત્તરમાં આવેલ શ્રીનગર (કાશ્મીર) માં વસ્યા હશે એવું દંતકથાઓ પરથી જાણી શકાય છે. 'તવારીખ-એ-સોરઠ'ના કર્તા પણ આ શ્રીનગરને પોરબંદરની પાસેનું નહીં પરંતુ ભારતમાં બીજા કોઈ ભાગમાં આવેલું ગણાવે છે. આમ જેઠવાઓની ઉત્પત્તિ વિશેના એક મત પ્રમાણે તેઓ ઉત્તરની સિથીયન જાતિની એક શાખા હતી. જે ઉત્તરમાંથી સિંધમાં થઈને સૌરાષ્ટ્રમાં આવીને વસી. જેઠવાઓના બારોટના જણાવ્યા પ્રમાણે જેઠવા વંશના ચોથા રાજવીએ શ્રીનગરમાં સૂર્યમંદિર બંધાવ્યું હતું. પરંતુ પોરબંદર પાસેના શ્રીનગરમાં એના

કોઈ અવશેષો મળ્યા નથી. તેથી તેની માહિતી ખોટી ઠરે છે. સિથીયન સિક્કાઓમાં પણ 'કુમાર' શબ્દનો ઉપયોગ વારંવાર થયેલો જોવા મળે છે. તેના આધારે પણ સિથીયનોની એક શાખા માનવામાં આવે છે. જયારે જેઠવાઓ સૈંધ વંશના હોવાનું પણ માનવામાં આવે છે. આ સૈંધવોનો મૂળપુરુષ જ્યેષ્ઠ હતો પછીથી તે જૈરથ, જૈરવથ, જેઠા કે જેઠવામાં અપભ્રંશ થયો હોવો જોઈએ. ડો. જેકસન એમ મને છે કે જેઠવાઓ 'હૂણો' ના 'યેથા' કુળના હતા. ડો. અલ્તેકર એમ માને છે કે જેઠવાઓ સૈંધવોના વંશજો છે અને તેમણે મહાભારત કાળનાં સૈંધવોના મૂળ પૂર્વજ 'જયદ્રથ' ઉપરથી પોતાના કુળનું નામ 'જેઠવા' રાખ્યું હતું. ઘુમલીના છેલ્લા જ્ઞાન સૈંધવ રાજા જાઇક બીજાનું છેલ્લું દાનશાસન ઈ.સ.૯૧૫ નું જાણવામાં આવ્યું છે,આ સૈંધવ વંશનું પછી શું થયું તે જાણવામાં આવ્યું નથી.

ઈ.સ.૯૮૯ (વિ.સં.૧૦૪૫) માં ઘુમલી ઉપર રાણક બાષ્કલદેવનું શાસન હોવાનું તેમના એક દાનશાસન ઉપરથી જાણી શકાય છે. આ દાન અણહિલપુર નિવાસી ભારદ્વાજ ગોત્રના દામોદર અધ્વર્યુને આપવામાં આવ્યું હતું. આ દાનશાસનમાં કર્મકાંડ કરાવી પૌરવેલાકુલ પાસેનું કરલી ગામ આપવામાં આવ્યું હતું. ઈ.સ. ૯૧૫થી લઈ બાષ્કલના ઈ.સ.૯૮૯ના સમયમાં વચગાળામાં અપર સુરાષ્ટ્રામંડલ વપરાતું બંધ થયું. નવ સુરાષ્ટ્રામંડલ એવું નામ થયું જે નામ સમગ્ર સૌરાષ્ટ્ર માટે વપરાતું હોય અને અપર સુરાષ્ટ્રામંડલના પર્યાય તરીકે જ્યેષ્ઠુકદેશની સંજ્ઞા મળી જેનો નિર્દેશ બાષ્કલના ઈ.સ.૯૮૯ ના તામ્રપત્રમાં થયો છે. બીજા એક મત મુજબ ઈ.સ.૧૮૫ થી ઈ.સ.૧૪૯ ના ગાળામાં પૃષ્યમિત્ર શૂંગ મગધમાં રાજ્ય કરતા હતા. તેના પછી અગ્નિમિત્ર રાજ્ય કરતા હતા. તેના સમયમાં બેકટ્રીયન ગ્રીક લોકોએ પાલાટેન કચ્છ સૌરાષ્ટ્ર જીતી લીધા હતા. અગ્નિમિત્ર પછી જ્યેષ્ઠ વારસદાર હતો. તે જ્યેષ્ઠ પરથી જેઠવાઓ કહેવાયા હશે તેમ માની શકાય. એક માન્યતા એ પણ છે કે જેઠવાઓ કદાચ પુષ્યમિત્ર શૂંગના પૌત્ર જ્યેષ્ઠમિત્ર શૂંગના વંશજો હતા. જ્યેષ્ઠમિત્ર 'જેઠા' તરીકે પણ ઓળખાતો હતો. તેણે સૌરાષ્ટ્ર ઉપર બેકટ્રીયાના ગ્રીકોને હરાવવા માટે આક્રમણ કર્યું હતું. તે પછી અહીં રોકાઈ ગયો હશે પરંતુ જેઠાના કાર્યો અંગે શૂંગવંશ મૌન સેવે છે. તેથી એવું માનવામાં આવે છે કે જેઠાનું કાઠિયાવાડમાં અવસાન થયા પછી તેના પુત્રે શૂંગના બદલે જેઠવા 'જેઠાનાપુત્ર' અટક ધારણ કરીને કાઠિયાવાડનાં અમુક ભાગ ઉપર શાસન કર્યું. તે જેઠવા તરીકે પ્રચલિત બન્યા હોય તેમ માનવામાં આવે છે. શૂંગ રાજવીઓ અને વાયુપુત્ર હનુમાન વિશે મત્સ્યપુરાણ અને વાયુપુરાણમાં વારંવાર ઉલ્લેખો મળે છે. શૂંગો બ્રાહ્મણો હતા તેથી ક્ષત્રિયોની જેમ સૂર્ય કે ચંદ્રના વંશના હોવાનું ન ગણાવી શકે. દરબારી કવિઓએ તેમને હનુમાનના વંશજો કહ્યા હતા. જેઠવાઓની ઉત્પત્તિ વિશે આ પ્રકારના વિવિધ અભિપ્રાયો મળે છે.

**(૩) રાજવંશના ઉત્પતિ અંગેની કથાઓ**

જેઠવાઓનો મૂળ પુરુષ મકરધ્વજ હતો. તેના વિશે એવી દંતકથા છે કે હનુમાનજી સમુદ્ર માર્ગે પ્રયાણ કરતા હતા ત્યારે તેમના પ્રસ્વેદબિંદુ સમુદ્રમાં રહેલ એક મગરીએ ગળ્યું અને તેનાથી થયેલ પુત્ર તે મકરધ્વજ હતા.એ વાત સાચી છે કે જેઠવાઓનો મૂળપુરુષ મકરધ્વજ હતો અને તેણે પોરબંદરની વાયવ્ય દિશાએ આવેલ 'શ્રીનગર' નામના ગામમાં રાજ્ય કર્યું હતું.

**(૪) રાજવંશનો ઈતિહાસ આલેખતા ગ્રંથો અને સંશોધનો**

જેઠવા રાજવંશના ઈતિહાસને આલેખતા ગ્રંથો અને સંશોધનો નીચે પ્રમાણે છે.

૧. ખાચર પ્રદ્યુમ્નભાઈ ભ. "સૌરાષ્ટ્ર ગુજરાતના શાસકોની વંશાવળીઓ" જૂનાગઢ.૨૦૦૨

૨. ખાચર પ્રદ્યુમ્નભાઈ ભ. વોટસન જે.ડબ્લ્યુ. કૃત 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' (સંશોધિત આવૃત્તિ) જૂનાગઢ.૨૦૦૫
૩. ખાચર પ્રદ્યુમ્ન ભ./મારૂ પી.આર. 'કાઠિયાવાડના રાજવીઓ' જૂનાગઢ.૨૦૦૩
૪. દેસાઈ શંભુપ્રસાદ હ. 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ', પ્રવીણ પ્રકાશન, રાજકોટ,૧૯૯૦,
૫. જાની એસ.વી. 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ', દર્શક ઈતિહાસ નિધિ, ૨૦૦૩, અમદાવાદ.
૬. વોરા મણીભાઈ પુ. 'પોરબંદર', પોરબંદર, ૧૯૯૬.
૭. શાહ અમૃતલાલ ગો. 'હિંદ રાજસ્થાન', , અમદાવાદ, ૧૮૯૧.
૮. શાહ અમૃતલાલ ગો. 'ભારત રાજ્ય મંડળ', , ડાકોર, ૧૯૦૨.
૯. હેન્કોક એફ. ડી. બી. 'પોરબંદર સ્ટેટ ડિરેક્ટરી' ભાગ ૧-૨-૩-૪, પોરબંદર.
૧૦. પાઠક જગજીવન કાલિદાસ 'મકરધ્વજવંશી મહિપમાળા', , પોરબંદર, ૧૯૨૨.
૧૧. પરીખ ર.છો. અને શાસ્ત્રી હ.ગ. 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ' ભાગ-૪,અમદાવાદ.
૧૨. શાસ્ત્રી કે.કા. 'ધુમલી રાજકીય અને સાંસ્કૃતિક', પોરબંદર ૧૯૮૨.
૧૩. પલાણ નરોત્તમ, 'પોરબંદરનો ઈતિહાસ',રાજકોટ ૨૦૧૫
૧૪. જેઠવા વિરદેવસિંહ 'શ્રી હનુમાનવંશી જેઠવા રાજપૂત શૌર્યગાથા'રાજકોટ ૨૦૧૬
૧૫ વાળા ધીરૂભાઈ 'પોરબંદર રાજ્યનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ' પીએચ.ડી.નો મહાનિબંધ
૧૬. **Bell Wilberforce, "The History of Kathiawad" New Delhi**
૧૭. **The Ruling Princes, Chiefs and Leading Personages in the western India state agency.** ૧૯૩૫

## (૫) જેઠવા રાજવંશનો સંક્ષિપ્ત પરિચય

ઈ.સ.૯૦૦-૧૦૦૦ દરમ્યાન જેઠવા રાજવંશ સૌરાષ્ટ્રમાં આવ્યો હતો એવું સર્વસંમત મંતવ્ય છે. જેઠવા રાજવંશના સંસ્થાપક મકરધ્વજે શ્રીનગરમાં પોતાની રાજધાની સ્થાપી હતી. જેઠવાઓ સૌરાષ્ટ્રમાં પહેલા મોરબીમાં આવ્યા, તેને પોતાની રાજધાની બનાવી હતી. મકરધ્વજના પુત્ર મયુરધ્વજે મયુરપૂરી શહેર વસાવ્યું હતું. ઈ.સ.૧૧૯૩ થી ૧૨૨૦ દરમ્યાન જેઠવા રાજવી વિકીયોજીના સમયમાં કુતુબદ્દીન ઐબકની સરદારી હેઠળ મોરબીના જેઠવા રાજવંશને પરાજિત કર્યો. તેથી તેઓ જામનગર પાસેના નાગકા નામના ગામમાં વસ્યા હતા અને તેઓએ બેટ દ્વારકા, આજદ અને પિરોટન દ્વીપો જીતી લીધા હતા. મિયાણી થી શ્રીનગર સુધી રાજ્ય વિસ્તાર કરીને બરડા પર્વતમાં ધુમલીમાં રાજધાની સ્થાપી હતી. એકંદરે બધા રાજવીઓએ ધુમલીનો વિકાસ કર્યો હતો. અહીં જેઠવા સત્તાના શિખર પર પહોચ્યા હતા. બરડા પ્રાંત અને હાલારના મોટા ભાગને તેઓએ જીત્યો હતો. પછીથી ઈ.સ.૧૩૧૩ માં જામ બામણીયાજી એ ધુમલી ઉપર આક્રમણ કરી તેને નષ્ટ કર્યું. આ સમયે જેઠવા ભાણજીએ રાણપુરમાં નવી રાજધાની સ્થાપિત કરી હતી.

ઈ.સ.૧૫૭૪ માં નવાનગરના રાજવી જામ સતાજીએ દગાથી રાણપુરના રાજવી રામદેવજીને મારીને સેના મોકલી રાણપુર પર વિજય મેળવ્યો હતો. રામદેવજીના પુત્ર ભાણજી અને તેની રાણી તેમજ તેનો પુત્ર ખીમોજી અને ભાઈઓએ છાંયામાં આશરો લીધો હતો. ત્યારથી છાંયા જેઠવાની રાજધાની બની અને તેના ભાગ્યનો ઉદય થયો. જેઠવાઓની રાજગાદી પર બાળ રાજવી ખીમોજી આવ્યા અને રાજમાતા

કલાબાઈ તેનો રાજ્ય શાસન ચલાવતી હતી. કલાબાઈના શાસન દરમ્યાન જેઠવાઓએ રાણપુર ફરીથી જીતી લીધું. પછીથી તેઓએ મુઘલો પાસેથી પોરબંદર અને નવીબંદર પણ જીતી લીધું હતું.

જાડેજાઓ પાસેથી પોતાનો રાજ્યપ્રદેશ ફરીથી જીતી લીધો હતો. પછીથી માધવપુર, વેરાવળ અને ચોરવાડ પણ જીતી લીધા હતા. પરંતુ જૂનાગઢના દીવાન અમરજીએ કુતિયાણા લઈ લીધું અને માંગરોળના શેખ સાથેના લાપરવાહી ને ઝગડાના કારણે વેરાવળ અને ચોરવાડ ગુમાવવા પડ્યા. ઈ.સ.૧૭૮૫માં મુઘલોની પાસે પોરબંદર જીતવાની તાકાત ન હોવાથી જેઠવા રાણા સુલતાનજીએ છાંયા માંથી પોતાની રાજધાની પોરબંદરમાં સ્થાપિત કરી હતી. ત્યારથી જેઠવાઓનું રાજ્ય 'પોરબંદર રાજ્ય' તરીકે ઓળખવામાં આવે છે. રાણા સુલતાનજી પછી ઈ.સ. ૧૮૦૪ માં પોરબંદરની ગાદી પર રાણા હાલોજી આવ્યા હતા. તેમણે નવાનગરના જામ જસાજી પાસેથી કંડોરણા ફરીથી પ્રાપ્ત કરવા માટે કર્નલ વોકરની મદદ માંગી હતી. કર્નલ વોકરે કંડોરણા પાછું આપી દેવા જામને કહ્યું, પરંતુ તેમણે કંડોરણા પાછું આપવાનો ઇન્કાર કર્યો, ત્યારે કર્નલ વોકરે નવાનગર પર આક્રમણ કરવાની તૈયારી કરી ત્યાં તો ઈ.સ.૧૮૦૭માં કંડોરણા રાણા સાહેબને આપી દીધું. તે જ વર્ષે વોકર કરાર થયા તેમાં હાલોજી જેઠવાએ હસ્તાક્ષર કર્યા હતા. ત્યારબાદ ઈ.સ.૧૮૧૩ થી ૧૮૩૧ દરમ્યાન રાણા ખીમોજીએ શાસન ચલાવ્યું હતું. તેનું અવસાન થવાથી બાળપુત્ર વિકમાતજી રાજગાદી પર આવ્યા હતા પરંતુ તે સગીરવયના હોવાથી રાજમાતા રૂપાળીબાએ રાજ્ય શાસન ચલાવ્યું હતું. તેના શાસન દરમ્યાન પોરબંદરમાં ઘણા લોકોપયોગી કાર્યો થયા હતા. અને રાજ્યને કરજમુક્ત કર્યું હતું. ઈ.સ.૧૮૪૧માં રાજમાતા રૂપાળીબા નું અવસાન થતાં રાણા વિકમાતજીએ રાજ્ય શાસન સંભાળ્યો હતુ. ઈ.સ. ૧૯૦૦માં તેના અવસાન પછી બાળપુત્ર ભાવસિંહજી પોરબંદરની રાજગાદી પર આવ્યા હતા. તેના શાસન દરમ્યાન પોરબંદર રાજ્યએ અભૂતપૂર્વ પ્રગતિ થઈ હતી. ઈ.સ.૧૯૦૯  માં તેનું અવસાન થતાં બાળપુત્ર નટવરસિંહજી પોરબંદરની રાજગાદી પર આવ્યા હતા. પરંતુ તેની સગીર વય હોવાથી ઈ.સ.૧૯૦૯ થી ૧૯૨૦ સુધી શાસન બ્રિટીશ વહીવટદાર કરતા હતા. નટવરસિંહજી ઉંમરલાયક થતાં ઈ.સ.૧૯૨૦માં પોરબંદર રાજ્યની શાસન ધૂરા સંભાળી હતી. ઈ.સ.૧૮૧૮માં બ્રિટીશ  સરકારને પ્રથમ વિશ્વયુધ્ધમાં મદદ કરવા બદલ 'મહારાજા' નો ખિતાબ આપ્યો હતો. નટવરસિંહજીના શાસન દરમ્યાન પોરબંદર રાજ્યએ ઔદ્યોગિક ક્ષેત્રમાં અભૂતપૂર્વ પ્રગતિ થઈ હતી. ઈ.સ.૧૯૪૮માં પોરબંદર રાજ્ય ભારતીય સંઘમાં સામેલ થઈ ગયું હતું.

(૬) સારાંશ

આમ જેઠવાઓએ પ્રાચીન સમયથી કાઠિયાવાડના વિવિધ વિસ્તારોમાં સમયાંતરે રાજધાની ફેરવી હતી પરંતુ પોરબંદરમાં તેઓ સ્થિર થયા હતા. જેઠવાની રાજધાની ધુમલી અભ્યાસની દ્રષ્ટીએ અલગ મહત્વ ધરાવે છે. જુદા જુદા જેઠવા રાજવીઓએ સમયાંતરે પોતાની શક્તિ પ્રમાણે રાજ્યનો વિકાસ થાય તે માટેના પ્રયત્નો કર્યા હતા. પોરબંદર રાજ્યને પ્રથમ વર્ગના રાજ્યમાં મુકવાનો શ્રેય રાજવીઓને ફાળે  જાય છે. રાજ્યની પ્રજાના કલ્યાણર્થે જેઠવા રાજવીઓ હંમેશા ચિંતિત રહ્યા હતા.પોરબંદરને કલા અને સંસ્કૃતિની નગરી બનાવવાનું શ્રેય જેઠવા રાજવીઓને ફાળે જાય છે તેમ કહેવું અસ્થાને નથી.

## ૬. ભાવસિંહજી (પોરબંદર) બાળપણ અને પ્રારંભિક કારકિર્દી

### - ભાવસિંહજીના પ્રજાકલ્યાણના કાર્યો

**[૧] પ્રસ્તાવના**

પોરબંદર રાજ્યએ કાઠિયાવાડમાં બે - ત્રણ બાબતોમાં વિશિષ્ટ સ્થાન ધરાવતું હતું. જેમ કે જેઠવાઓનો સળંગ રાજવંશ એકધારો સિલસિલાબંધ રાજસત્તા ભોગવતો રહ્યો હતો. અને તેમના શાસકોની યાદી પણ એટલી મોટી થઈ છે કે તેમને ગણતા પણ ઘણી બધી વાર લાગે. જેઠવાવંશના શાસકોની વંશાવલી જેટલી અન્ય કોઈ રાજવંશોની લાંબી વંશાવલી પ્રાપ્ત થતી નથી. આ જેઠવા રાજવંશના રાજવીઓના નામો પણ કંઈક અંશે વિશિષ્ટતા ધરાવતા રહ્યા છે. એક થી સાત શાસકોમાં ધ્વજ શબ્દ લાગે છે. એ પછીના શાસકોના નામના અંતે કુમાર, રાજન, મહારાજ અને જી શબ્દ મોટાભાગના શાસકોને લાગેલ છે. માત્ર પોરબંદર રાજ્યના છેલ્લા બે શાસકો ભાવસિંહજી અને નટવરસિંહજીના નામના અંતે સિંહ શબ્દ પ્રયોજાયો છે. આ રીતે જેઠવાઓના એક માત્ર રાજ્યના રાજવંશમાં આ પ્રકારની વિશિષ્ટતા જોવા મળે છે.

પોરબંદર રાજ્ય એ પ્રથમ વર્ગનું ૧૦૬ ગામ ધરાવતું મહત્વનું રાજ્ય હતું. તેની ઈ.સ.૧૯૪૨-૪૩માં વાર્ષિક આવક ૩૪૨૭૬૭૩ અને જાવક ૨૯૨૭૨૪૧ હતી. પોરબંદર રાજ્યને વિશાળ દરિયાકિનારો પ્રાપ્ત થયો હોવાથી તેમને દરિયાઈ સંપત્તિ ખનિજ સંપત્તિનો વિશેષ પ્રમાણમાં લાભ પ્રાપ્ત થયો હતો. આ ઉપરાંત પોરબંદર રાજ્યના શાસકોને મેર અને રબારી નામની ખડતલ કોમનો પહેરવેશ ક્યાંકને ક્યાંક સાથ સહકાર મળ્યો હતો.




મહારાજા ભાવસિંહજી




મહારાજા ભાવસિંહજી

### [૨] બાળપણ

પોરબંદર રાજ્યના ૧૭૯ માં શાસક વિક્રમાતજીના પાટવી કુંવર માધવસિંહજી કુચંદે ચડી ગયા હતા અને અકાળે અવસાન પામ્યા હતા. તેમને ત્રણ રાણીઓ હતા. જેમાંથી સજ્જનપુરના કુંવરી માજીરાજબાની કુખેથી ભાવસિંહજીનો તા.૨૬-૧૨-૧૮૬૭ના રોજ પોરબંદરના શીતલા ચોકના દરબાર ગઢમાં થયો હતો. અન્ય રાજા-રજવાડાઓ અને શાસકોમાં જેમ બનતું હતું તેમ અહીં ભાવસિંહજીના માતા-પિતા પણ બચપણમાં જ અવસાન પામ્યા હતા. ભાવસિંહજીનો ઉછેર રાજર્ષિ જીવન જીવનારા ધાર્મિક વૃત્તિના તથા વૈષ્ણવ ધર્મ અને શૈવધર્મી એવા દાદા રાણા વિક્રમાતજીના હાથ હેઠળ થયો હતો. દાદા વિક્રમાતજીએ ભાવસિંહજીના જીવનમાં અને કેળવણીમાં કોઇપણ પ્રકારની કચાસ ન રહે તેવા પ્રયત્ન કર્યા હતા. શરૂઆતમાં તેમને માટે રાજમહેલમાં જ ખાનગી શિક્ષકની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ પછીથી તેમને ઈ.સ.૧૮૮૬માં રાજકોટની રાજકુમાર કોલેજમાં દાખલ કરવામાં આવ્યા. ત્યાર બાદ ૧૮૮૮માં તેમને પુના ખાતે શિક્ષણ લેવા માટે મોકલવામાં આવ્યા હતા. ભાવસિંહજી ખૂબ જ ચપળ, હોશિયાર અને કઈંક નવું જોવા જાણવાના શોખીન વ્યક્તિ હતા. તેઓને બાળપણથી જ ચિત્રકામ અને કુદરતી સૌંદર્ય જોવાનો શોખ હતો. આથી તેમનામાં કલા અને સાહિત્યના લક્ષણો ખૂબ પાંગર્યા અને આગળ જતાં વિકસ્યા હતા. ભાવસિંહજીએ યુરોપિયન અમલદાર ઓશીની દેખરેખ હેઠળ તાલીમ લીધી હતી અને ઓસ્ટ્રેલિયા, સિલોન અને હિંદુસ્તાનના ઘણા ભાગોમાં પ્રવાસ કરી પોતાના જીવનનું ઘડતર કરી વિશાળ દ્રષ્ટિબિંદુ અને નજર કેળવી હતી. પોતે એક રાજઘરનાના યુવરાજ હોવાથી અને ભવિષ્યમાં રાજગાદી સંભાળવાની હોવાથી પોતે કેળવણી લીધા બાદ તરત જ રાજ્યના મુખ્ય અધિકારીઓ પાસે રાજકાજનું કામ ખૂબ હોશથી શીખતા હતા. ભાવસિંહજીના કમ્પેનિયન તરીકે ભૂજના વિખ્યાત વકીલ ભવાનીદાસ ગોવિંદજી ફરજ બજાવતાં હતા અને તેમણે તેમના વિશાળ અને અનુભવશીલ જ્ઞાનને ભાવસિંહજીમાં આરોપિત કરવાનો પ્રયત્ન કર્યો હતો.

### [૪] કારર્કિદી ઘડનાર પરિબળો

મોટાભાગના રજવાડાઓના રાજકુમારોની કારર્કિદી ઘડનાર પરિબળોમાં માતા-પિતા, શિક્ષકો, અધિકારીઓ, યુરોપિયનો અને દેશ-પરદેશના પ્રવાસનો જબરદસ્ત ફાળો રહેલો જણાય છે. અહીં ભાવસિંહજીના પણ કઈંક આ પ્રકારે જ તેમની કારર્કિદી ઘડનાર વ્યક્તિત્વો તરીકે (૧) દાદા વિક્રમાતજી અને ઓરમાન માતા માજીરાજબા (૨) તેમના પ્રારંભિક કાળના શિક્ષકો (૩) રાજમહેલના કર્મચારીઓ કે જેમણે ભાવસિંહજીના બાળપણને યોગ્ય રીતે ખીલવવા દીધું અને તેમાં તેમના મન અને મંતવ્ય મુજબના રંગો પુરવા દીધા હતા. (૪) યુરોપિયન અમલદાર મી.ઓશી, સ્ટેટ એન્જીનીયર બેન્સન મહાન વનસ્પતિ શાસ્ત્રી જયકૃષ્ણ ઈન્દ્રજી અને પ્રખ્યાત વકીલ ભવાનીદાસ ગોવિંદજીએ ભાવસિંહજીને પૂર્ણપણે હોશિયાર, બુદ્ધિશાળી, દરેક બાબતોમાં સમજતા અને સહાનુભૂતિવાળા વ્યક્તિ બનવાનું અનાયાસે જ ઘડતર કર્યું હતું. કારણ કે આ ત્રણેય વ્યક્તિઓ પાસે જુદાં જુદાં ખાતાઓની વિવિધતાસભર તાલીમ મેળવી હતી.

ભાવસિંહજીએ સત્તા પોતાના હસ્તક લેતાં પહેલાં રાજ્યની જુદાં જુદાં વિભાગોમાં કામગીરી સંભાળી હતી. જેમ કે તેઓ પેડોકના ચીફ સુપ્રિન્ટેડેન્ટ બન્યા હતા કારણ કે તેમને પશુ-પક્ષીઓ અને અશ્વપાલનમાં અનેરો રસ હતો. સ્કૂલ કમિટીના પ્રમુખ તરીકે પણ કામગીરી સંભાળી હતી. જયારે જયારે

બ્રિટીશ અધિકારીઓ સાથે પોરબંદર રાજ્યના શાસકની મૂલાકાત લેવાની હોય ત્યારે પણ મોટે ભાગે વિકમાતજીને બદલે ભાવસિંહજી જ જતા હતા. આ રીતે તેમણે બહોળો અનુભવ અને જ્ઞાન મેળવ્યુ હતું. જે તેમને રાજગાદી સંભાળતી વખતે ખૂબ જ ઉપયોગી નિવડ્યું હતું.

[૫] લગ્ન

૧૮મી – ૧૯મી સદી દરમ્યાન મોટાભાગના રાજવીઓને એક થી વધારે રાણીઓ રહેતા તેમ રાજ્યની પરંપરા અને શિરસ્તા મુજબ ભાવસિંહજીને પણ પાંચ રાણીઓ હતા. (૧) મોરબી ઠાકોર સાહેબની કુંવરી વખ્તુંબા (૨) લખતર ઠકોર સાહેબના કુંવરી સુંદરબા (૩) ભાવનગર મહારાજાની કુંવરી રામબા (૪) વિરપુરના કુંવરી બા કુંવરબા (૫) શાહપુરના કુંવરી માજીરાજ બા સાથે થયા હતા.

[૬] રાજ્યાભિષેક

તા.૨૧ એપ્રિલ ૧૯૦૦ના રોજ મહારાણા વિકમાતજીનું અવસાન થયું એ સમયે ભારતભરમાં વિખ્યાત થયેલ એવો છપ્પનીયો દુષ્કાળ પડ્યો હતો. આથી દુષ્કાળના કારણોસર ભાવસિંહજીના રાજ્યાભિષેકનો કાર્યક્રમ દૂર ઠેલવામાં આવ્યો હતો. વિકમાતજીના અવસાન બાદ તા.૧૫-૦૯-૧૯૦૦ના રોજ રાજ્યની પરંપરા અને હિંદુ રાજ્યાભિષેકની વિધિ મુજબ તેમને રાજસિંહાસને બેસાડવામાં આવ્યા હતા. આ રાજ્યાભિષેકમાં કાઠિયાવાડના પોલિટીકલ એજન્ટ જે.એમ. હંન્ટર, સોરઠ પ્રાંતના આસીસ્ટન્ટ પોલિટીકલ એજન્ટ હાજર રહ્યા હતા એ સમયે ભવ્ય સમારંભ યોજાયો. ૧૧ તોપની સલામી આપવામાં આવી અને પોલિટીકલ એજન્ટે ભાવસિંહજીને રાજનો ખરીતો સોંપ્યો હતો. તેમજ પોરબંદર રાજ્ય અને બ્રિટીશ સત્તા વચ્ચેના સંબંધો વિશે તેમણે ભાષણ કર્યું હતું. આ પ્રસંગમાં જ પ્રજાજનોની હાજરી વચ્ચે પોરબંદરના વર્તમાન એડમિનિસ્ટેટર લેફ્ટનન્ટ કર્નલ એ.એલ. ફેન્ટોને રાજ્યની મહોર અને તિજોરીની ચાવી ભાવસિંહજીને સોંપી હતી. અન્ય રજવાડાઓની જેમ ભાવસિંહજીએ પણ આ પ્રસંગની ખુશાલીમાં કેટલીક નવાજેશો જાહેર કરી અને રાજ્યભરમાં બે દિવસની રજા જાહેર કરી આ પ્રસંગને તહેવાર તરીકે ઉજવવામાં આવ્યો હતો. ભાવસિંહજી એ તરત જ ઠાકોર મણીલાલ અજીતરાયને રાજ્યના દીવાન તરીકે નીમ્યા હતા.

[૭] પ્રજાકલ્યાણના કાર્યો

પોરબંદર રાજ્યને સારી એવી આવક હતી, તથા ભાવસિંહજી જેવા ઉદાર અને કલાપ્રેમી, દુરંદેશી તેમજ ભારત અને વિદેશનો પ્રવાસ કરેલ તથા પળે પળે રાજ્ય અને રાજ્યના લોકોની સુવિધાઓ વિશે વિચારનારા, પશુ પક્ષીના પ્રેમી એવા શાસક મળ્યા હતા. તેમણે પોતાની મર્યાદામાં અને દેશકાળની પરિસ્થિતિને અનુરૂપ રહીને રાજ્યની સ્થિતિ વધુ મજબુત બનાવવા તેમજ લોકોની સુખ સગવડતા વધારી દુઃખ ઓછા કરવા માટે પ્રજાકલ્યાણના કાર્યો હાથ ધર્યા હતા. તેથી પોરબંદર રાજ્યે આધુનિક કાળમાં પ્રવેશ મેળવ્યો હતો.

૧. વહીવટી વ્યવસ્થા

જેઠવા શાસકોએ પોત પોતાની સ્વતંત્ર વહીવટી વ્યવસ્થા ગોઠવી હતી. અને રાજ્યમાં ઉચ્ચ હોદ્દાઓ તેઓ જ ફાળવતા હતા. ભાવસિંહજીને તો પ્રજા હૃદયમાં બિરાજમાન થવું હતું. તેથી તેમણે રાજસત્તા ધારણ કરતાંની સાથે જ પોતાના પુરોગામી શાસકોની નીતિરીતિ, વલણ અને કાયદાઓનો અભ્યાસ કરી જે તેમને અનુકૂળ લાગ્યું તે સ્વીકારી અયોગ્ય નીતિરીતિઓનો ત્યાગ કરી વહીવટીક્ષેત્રે

કેટલાંક નવા સુધારાઓ દાખલ કર્યા.તેમના સમયમાં જે એડમિનિસ્ટેટરે સારી પરંપરાઓ ઊભી કરી હતી તેને સ્વીકારી રાજ્યની તમામ નોકરીઓ માટે પરીક્ષા લેવાનું ધોરણ શરૂ કર્યું હતું. રાજ્યના અમલદારો અને સામાન્ય નોકરીયાતોના પગારધોરણ, પેન્શન, ગ્રેચ્યુટી અંગેની વ્યવસ્થા દાખલ કરીને નોકરિયાતોને રક્ષણ આપી તેમને રાજ્યની સલામતી માટે વધુ ચિંતિત અને નિર્ભય બનાવ્યા હતા. રાજ્યમાં દીવાન, મેજીસ્ટ્રેટ, મહાલ વહીવટદાર, મહાલ કારકુનો, શહેર દરોગા, ટપેદારો, તજવીજદારો, શિક્ષકો વગેરે નીમ્યા હતા.

ભાવસિંહજી કોઈ ચીલાચાલુ પદ્ધતિ કે પરંપરાને કે નીતિ નિયમોને સ્વીકારીને જ ચાલનારા રાજવી ન હતા. પણ જ્યાં જ્યાં તેમને જરૂર જણાય ત્યાં તેમણે વહીવટીતંત્રમાં ફેરફારો કર્યા હતા. ઈ.સ. ૧૯૦૦માં તેમણે દીવાનની સત્તાઓમાં ફેરફારો કરીને દીવાની આને ફોજદારી અખત્યાર માટે હાઇકોર્ટ તથા સેશન્સ કોર્ટનો દરજ્જો આપવામાં આવ્યો હતો. જેથી કરીને ન્યાયતંત્ર ઉપરનું ભારણ ઘટાડી શકાય. ભાવસિંહજીના વહીવટીતંત્રની એક કર્મચારીઓ માટે સૌથી ઉમદા બાબત એ હતી કે કોઈ કર્મચારી વિરુદ્ધ ખોટી ફરિયાદો કે નનામી અરજીઓ ધ્યાનમાં લેવામાં આવતી ન હતી અને ક્યારેય કર્મચારીઓને આવા સંજોગોનો ભોગ બનવું પડે તો તેની યોગ્ય તપાસ કરવામાં આવતી હતી. આથી એમના કર્મચારીઓ રાજ્યને અને શાસક પૂર્ણપણે વફાદાર રહીને કાર્ય કરતા હતા.

## ૨. વેપાર વાણિજ્યને ઉત્તેજન

ભાવસિંહજીના આઠ વર્ષના શાસનકાળ દરમ્યાન તેમના કુશળ વહીવટી અધિકારીઓ અને ખુદ રાજવીઓ પોરબંદર રાજ્યમાં વેપાર-વાણિજ્યનો વિકાસ થાય નયા રાજ્યની આવકના આવકના સાધનો વધે અને તેમાંથી પ્રજાની સુખ સવિધા માટે કાર્યો કરી શકાય. તેથી તેમણે ખેતી, બંદર, ખાણોની સ્થિતિ સુધારવા માટે કેટલાંક પગલાંઓ લીધા હતા. દરિયાઈ વેપારને ઉત્તેજન આપવા માટે દરિયાઈ રસ્તે કાપડ આયાત થાય તેની જકાત દોઢ રૂપિયામાંથી ઘટાડીને અડધી કરવામાં આવી હતી. વેપારીઓને પોતાના વેપારમાં નાણાંની તંગી પડતી હોય તે નિવારવા માટે લોન ઓફિસ શરૂ કરવામાં આવી હતી. એ ઓફિસ દ્વારા વેપારીઓને ઓછા વ્યાજે માત્ર વેપાર કરવાના હેતુસર લોન આપવામાં આવતી હતી. પોરબંદરમાં બે જીનીંગ ફેક્ટરીઓ ચાલતી. આ સિવાય પાકી ગાંસડીઓ બાંધવાનો એક કોટનપ્રેસ લેમ ઉદાર શરતોથી ભાવસિંહજી બાંધવા આપ્યો હતો. રાજ્યને વિકાસ અને વિજ્ઞાનમાં રસ હતો તેથી સૂર્યના કિરણોમાંથી ઉષ્ણતા સંગ્રહિત કરી એ ઉષ્ણતા વડે કાર્ય કરનાર 'ભાનુતાપ યંત્ર' (સોલાર) ની શોધ કરનારને રાજ્યે ચાર હજાર રૂપિયાની સહાય કરી તેની શોધને બિરદાવી હતી.

## ૩. ખેતી અને ખેડૂતને પ્રોત્સાહન

જે વ્યક્તિ અનુભવ ઉપરથી શીખે છે, તે ક્યારેય પાછળ રહેતો નથી. તેમ ભાવસિંહજીએ ગાદીએ બેસતાં વેંત ભયંકર છપ્પનિયા દુષ્કાળનો અનુભવ નજરે નિહાળ્યો હતો તથા પોતે ન્યાયી અને દયાળુ રાજા હોવાથી તેમણે ખેતી અને ખેડૂતો માટે કેટલીક યોજનાઓ અને સુધારાઓ કરવાનું વિચારી લીધું હતું.

### (૧) જમીન મહેસુલ વ્યવસ્થા

રાજ્યે અસરકારક જમીન મહેસુલ પદ્ધતિ ઘડી હતી. રાજ્યમાં સામાન્ય રીતે મહેસુલ વસુલાત પદ્ધતિ ઉત્પાદનની વસ્તુનો રાજ્યનો ભાગ 'ભાગ બટાઈ' તેમજ રોકડ મહેસુલ તરીકે 'વિઘોટી'

ઉઘરાવવામાં આવતી હતી. દર વર્ષે વાવેતરની ખેડવાણ જમીન વિસ્તાર વધતાં મહેસુલની આવક પણ વધતી હતી. ખરાબા જમીનને સુધારો કરી ખેડવાણ કરવા માટે રાજ્ય પ્રોત્સાહન આપતું હતું. રાજ્યમાં દુષ્કાળ, અપુરતા વરસાદ કે કુદરતી આપત્તિ સમયે કે કપરા સંજોગોમાં જયારે પાક ઓછો થયો હોય કે ન થયો હોય તો એકરવેરો કે વિઘોટી મહેસુલ ઉઘરાવવામાં કડકાઈથી કામ લેવામાં આવતું ન હતું. તેમજ વેરા વસુલાત માફ કરવામાં આવતા હતા.

### (૨) દુષ્કાળ સમયની વ્યવસ્થા

ઘણા ખરા રજવાડાઓ દુષ્કાળના સમયે ખૂબ જ ઉદાર રહેતા હતા. ખેડૂતો તથા પ્રજાજનોનો વિચાર કરવામાં આવતો હતો. ભાવસિંહજીના સમયમાં છપ્પનિયા દુષ્કાળ વખતે તેમણે બહુ મોટા પાયા ઉપર રાહતકાર્યો શરૂ કરાવ્યા. જેમાં બરડાના ડુંગરમાં ખંભાળા તળાવ બંધાવવા પાછળ બે લાખનો ખર્ચ કરવામાં આવ્યો હતો. અને નવીબંદર પાસે ભાદર ઈરીગેશન સ્કીમ પાછળ રૂ. ત્રણ લાખનો ખર્ચ કરવામાં આવ્યો હતો તેમજ ભાદર નદી ઉપર પુલ બાંધવાનું કામ કરવામાં આવ્યું હતું. જે લોકો મજુરી કામ ન કરી શકે તેવા લોકોને માટે રાજ્યએ અન્નક્ષેત્રો શરૂ કર્યા હતા. દુષ્કાળ વખતે રાજ્યની અનામત વીડીઓ રાજ્યના પશુપાલકો માટે ખુલ્લી મૂકવામાં આવી હતી. જે લોકો પોતાના પશુઓને સાચવી ન શકે અથવા દુષ્કાળ વખતે તેમને રજળતા મૂકી દે એવા પશુઓ માટે કેટલ કેમ્પો શરૂ કર્યા હતા. દુષ્કાળ તો રાજાથી માંડીને રંક સુધીના વ્યક્તિને ભયંકર રીતે દઝાડે છે, આથી જેઠવા ભાયાતો દુષ્કાળથી પડી ભાંગ્યા હતા. તેમની આર્થિક સ્થિતિ વિશે છુપી રીતે તપાસ કરાવી તેમને વણમાંગ્યે અનાજની ગુપ્ત રીતે મદદ કરી દયાળુનૃપ તરીકેની છાપ ઊભી કરી હતી.

ભાવસિંહજીએ તેમના જન્મદિન પ્રસંગે ઈ.સ.૧૯૦૦નો ચાલુ વર્ષનો એકરવેરો માફ કર્યો હતો. એ પછીના વર્ષમાં પણ વરસાદ ન થવાથી ખેડૂતો પાસેના દરબારી લેણા પેટે ખેડૂતના ભાગનો કાંગ, ચિણો, બંટી જેવા અનાજ જપ્તીમાં લેવા નહીં. ચોમાસામાં અનાજની તંગી પડે માટે લેણું બાકી રાખવાનો હુકમ કરવામાં આવ્યો હતો. દુષ્કાળ વખતે ખેડૂતોને રાજ્ય તરફથી બિયારણ ખરીદવા માટે તગાવીની રકમ મંજુર કરવામાં આવી હતી. આ રકમ માટે રાજ્યે રૂ. ૧૫૦૦૦ મંજુર કર્યા હતા. ખેડૂતોએ તે તગાવીની રકમ પેટે સવા છ ટકા એટલે કે રૂપિયે એક આનો વર્ષે આપવાનો હતો. ભાદર ઈરીગેશન સ્કીમથી જમીનને ફાયદો મળ્યો હતો તેમાં અખતરા માટે નવો પાક વાવવા માટે નવી નવી જાતના કપાસના બિયારણ, અલશી, તુવેર તેમજ અનાજના બિયારણ ખેડૂતોને મફત આપવામાં આવ્યા હતા.

### ૪. કેળવણીનો વિકાસ

કાઠિયાવાડમાં શિક્ષણખાતું શરૂઆતમાં અંગ્રેજ સરકાર હસ્તક હતું. પરંતુ તે પછી દેશી રજવાડાઓના આગ્રહથી એ ખાતું રજવાડાઓને જ સોંપી દેવામાં આવ્યું હતું. આથી પોરબંદર રાજ્યની તમામ સ્કૂલો તા.૦૧-૦૧-૧૯૦૦થી રાજ્યે સંભાળી લીધી હતી. તાલુકા સ્કૂલના હેડમાસ્તર શ્રી કાશીરામ પ્રાગજી ઉપાધ્યાયને રાજ્યના કેળવણી ખાતાના ઉપરી અધિકારી ચીફ એજ્યુકેશન ઓફિસર તરીકે નિમણૂંક કરવામાં આવી હતી. આ ચીફ એજ્યુકેશન ઓફિસરનું કાર્ય પરીક્ષા લેવી, શાળાની જરૂરિયાતો પૂરી કરવી તેની ખામીઓ શોધવી વગેરે બાબતમાં ધ્યાન આપી એનો વાર્ષિક રીપોર્ટ દીવાનને મોકલવાનો રહેતો હતો.

રાજ્યમાં બે પ્રકારની સ્કૂલો હતી ફી લેતી સ્કૂલો અને મફત શિક્ષણ આપતી સ્કૂલો તા.૦૧-૦૯-૧૯૦૦ના રોજ તમામ જ્ઞાતિની છોકરીઓ તથા ખારવાના તેમજ જેઠવાના છોકરાઓ અને સંસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓની ફી માફ કરવામાં આવી હતી. ખેડૂત મજૂર અને પોરબંદર રાજ્યના નાના કર્મચારીને દર માસે રૂ. ૮ કરતાં ઓછો પગાર મળે તેના છોકરાઓને ફક્ત અંગ્રેજી શાળામાં મફત ભણાવવામાં આવતા હતા. પોરબંદર રાજ્યની શાળાઓમાં રવિવારને બદલે સોમવારની રજા રાખવામાં આવતી હતી. ગુજરાતી નિશાળોમાં ગુરુવારની અડધા દિવસની રજા રહેતી અને અંગ્રેજી શાળાઓમાં રવિવારની અડધી રજા રાખવામાં આવતી હતી.

શિક્ષણનુંસ્તર સુધારવા માટે ભાવસિંહએ પાઠક જગજીવનદાસ કાલીદાસને મુંબઈ, પુના અને વડોદરા ખાતે નવી તાલીમ લેવા માટે મોકલ્યા હતા. ઉપરાંત રાજ્યના દીવાનના પ્રમુખપદે શિક્ષણ સુધારણા માટે રાજ્યની તમામ શાળાઓના શિક્ષકોને બોલાવી એક કોન્ફરન્સ બોલાવવામાં આવી હતી. જેમાં રાજ્યના શિક્ષણમાં કેટલાંક નવા નિયમો અને ફેરફાર કરવાની તથા લઘુત્તમ પગાર રૂ.૫ અંગેની ચર્ચા કરવામાં આવી હતી.

કાઠિયાવાડના કેટલાંક રાજવીઓ અને તેમના ઘણાં રાજકુટુંબો દયાનંદ સરસ્વતીની આર્યસમાજી ચળવળથી આકર્ષાયેલા હતા. તેમાં સાયલા અને વીરપુરના રાજ્ય ઉપર સારી એવી અસર થઈ હતી. ભાવસિંહજીના ઓરમાન માતા માજીરાજબા સાયલાના ઠાકોર કેસરીસિંહજીના રાજકુંવરી હતા અને તે આર્યસમાજની અસર હેઠળ હતા. એ પ્રભાવ ભાવસિંહજી ઉપર પણ ઝીલાયો તેથી તેમણે પોરબંદર 'વેદશાળા' ની સ્થાપના કરી હતી. તા.૧૫-૦૧-૧૯૦૪ના રોજ પોરબંદરમાં ભાવસિંહજી હાઇસ્કૂલ ખોલવામાં આવી હતી.

## ૫. વૈદિકીય સારવાર

પોરબંદરમાં ભાવસિંહજી હોસ્પિટલ હતી આ ઉપરાંત રાજ્યના મહાલોના મુખ્ય મથકોમાં આરોગ્યની રાજ્યના મહાલોના મુખ્ય મથકોમાં આરોગ્યની નાની-મોટી સુવિધાઓ હતી. ભાવસિંહજી કદરદાન અને ગુણ પારખનાર રાજવી હોવાથી દેશી-વિદેશી પ્રવીણ વૈદ્યોની કદર કરનારા હતા. તેમને જામનગરના પ્રખ્યાત ઝંડુ ભટ્ટના ભાઈ વૈદ્યરાજ મણીશંકર વિઠ્ઠલજીની વૈદ્યક સંબંધી સલાહ અને દવા લેવા માટે રૂ.૬૦૦ ના માસિક પગારથી નિમણૂંક કરી હતી. આ સિવાય પાંચ દેશી વૈદ્યોની એક કમિટી પણ કાર્યરત હતી. રાજ્યમાં છ ધર્માદા દવાખાનાંઓ રાજ્ય તરફથી ચાલતા હતા. પોરબંદરમાં સ્ત્રીઓ માટે એ અલગ ધર્માદા દવાખાનું ખોલવામાં આવ્યું હતું.

ઈ.સ.૧૯૦૨માં આખા ભારતને મરકી (પ્લેગ) એ ભરડો લીધો હતો. આ સમયે ભાવસિંહજી પ્લેગના દર્દીઓ માટે બેનમુન વ્યવસ્થા ઊભી કરી તેના જુદા જુદા વોર્ડ પાડી તેના ઉપર એક સુપ્રિન્ટેડન્ટની નિમણૂંક કરી હતી. મરકીના દર્દીઓને શહેર બહાર એક મોટો કેમ્પ ઊભો કરાવી ત્યાં જ રાખવામાં આવતા હતા. પોતાની લાચાર અને ગરીબ પ્રજાને બચાવવા માટે ખુલ્લી જગ્યામાં હજારો ઝૂંપડાઓ બંધાવી રાખવામાં આવ્યા હતા. તેમજ તેમને દવા, ખોરાક અને કપડાઓ પુરા પાડવા માટે જંગી રકમ ખર્ચી હતી એટલું જ નહિ ચેપીરોગનો ડર રાખ્યા વિના ભાવસિંહજી એ કેમ્પમાં પોતે ફરી ફરીને ગરીબ દર્દીઓના ખબર અંતર પૂછતાં હતા. બહારથી આવનારને માટે સગવડતાવાળા ક્વોરેન્ટાઇનનો ટેસ્ટ કરાવીને પ્રજાની સગવડતા સાચવવા સાથે તેની લાગણી ન દુભાય એવી

ડહાપણભરી યોજના કરી આ મહારોગને દૂર કરવાનો અતિસ્તુત્ય અને વંદનીય પ્રયત્ન કર્યો હતો. આથી કાઠિયાવાડ પોલિટીકલ એજન્સીએ તેની નિડરતા, ઉદારતા, પ્રજાપ્રેમ તથા કાબિલેદાદ વ્યવસ્થાની નોંધ લીધી હતી. આ બાબત જ બતાવે છે કે એક શાસકને પોતાની પ્રજા કેટલી વ્હાલી હોય છે કે જો પ્રજા સલામત રહેશે તો જ રાજાની જરૂર રહેશે.

**૬. ઉત્તમ બાંધકામોનું સર્જન**

દુનિયામાં કોઇપણ શાસકોનો મોટેભાગે એક શોખ ઉત્તમ પ્રકારના બાંધકામોનું સર્જન કરવાનો હોય છે. એ ન્યાયે તમામ શાસકો પોતાના ઉત્તમ રાજમહાલયો અને પ્રજા ઉપયોગી બાંધકામોનું સર્જન કરતા હોય છે. તેમ ભાવસિંહજીએ પોતાના રાજ્યને ઉત્તમ રીતે શણગારવા માટે કેટલાંક કાર્યો કર્યા હતા. ઈ.સ. ૧૯૦૩માં તેઓએ રૂ.૧૧૮૭૦૦ના ખર્ચે દરિયામહેલનું બાંધકામ કરાવ્યું. જે રાજમહેલની છત ઉપર કમાંગરી શૈલીના આબેહુબ ઉત્તમ ચિત્રો દોરવ્યા અને આ રાજમહેલના પ્રાંગણમાં ચિડીયાખાનું બંધાવ્યું પણ તે લોકોને જોવા માટે ખુલ્લું રાખ્યું હતું. એ તેમનો પ્રજા પ્રત્યેનો અને પશુ પંખી પ્રત્યેનો પ્રેમ બતાવે છે. પોરબંદરની મધ્યમાં ભાવસિંહજી પાર્કનું સર્જન કર્યું અ બગીચામાં એ બેન્ડ સ્ટેન્ડ દ્વારા અઠવાડીએ એક દિવસ બેન્ડ વગાડવામાં આવતું હતું. પોરબંદરમાં ભોજેશ્વર પ્લોટ, સેક્રેટરીયેટ, તરવડા જેલ, ઝવેરી બંગલો, ભાવેશ્વર મંદિર વગેરે બંધાવ્યું હતું. આ ઉપરાંત રાજ્યના કેટલાંક સાર્વજનિક સ્થળોનો વિકાસ તેમજ જીર્ણોદ્ધાર માટે રાજ્યે રકમ ફાળવી હતી. જેમ કે સુદામા મંદિરના જીર્ણોદ્ધાર માટે રૂ.૫૦૦૦ આપવામાં આવ્યા હતા તથા સુલતાન બાગમાંથી ૩૮૦૦ ફૂટ જમીન પણ આપવામાં આવી હતી. સુદામા મંદિરના જીર્ણોદ્ધાર માટે રાજ્યની પરવાનગીથી ઈ.સ.૧૯૦૧-૦૨માં રૂ.૧ લાખની લોટરીની ટીકીટો બહાર પાડવામાં આવી હતી. જેમાં મોટી રકમની ટીકીટો ભાવસિંહજીએ ખરીદી હતી. એ લોટરીની આવકમાંથી સુદામા મંદિરમાં કેટલુંક કામ કરવામાં આવ્યું હતું. મિયાણીના રસ્તે ભાવપરા નામનું ગામ વસાવ્યું હતું.



દરિયા મહેલ આજની બી.એડ. કોલેજ



રવિન્દ્રનાથ ટાગોર અને નટવરસિંહજી પોરબંદરમાં






### ૭. સાહિત્યકારો અને કલાકારોને ઉત્તેજન

ભાવસિંહજી પોતે એકાંતપ્રિય અને અંત:મુખી વ્યક્તિત્વ ધરાવતા હતા તથા દેશ-વિદેશમાં અનુભવો મેળવનારા ગુણગ્રાહી દ્રષ્ટિવાળા શાસક હતા. તેથી તેઓએ અનેક સાહિત્યકારો, કવિઓ, કલાકારોને અવારનવાર પ્રોત્સાહન આપ્યું હતું. જેમણે પોતાના રાજકવિ તરીકે નથુરામ સુંદરજી શુકલને નીમ્યા હતા. વિશ્વવિખ્યાત વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઈન્દ્રજીને પોતાના રાજ્યમાં જંગલખાતાના અધિકારી તરીકે નીમી તેમની વિદ્વતા અને શોખને પોષ્યો હતો. રાજવીને જ આવી બાબતોમાં રસ હોવાથી રાજ્યના અધિકારીઓને ગુજરાતમાં ભરાતા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગના પ્રદર્શનમાં ભાગ લેવા મોકલતા હતા. જયારે આવા કલાપારખું રાજવીનું અવસાન થયું ત્યારે નથુરામ શુકલએ 'ભાવ બાવની' નામની કૃતિની રચના કરી હતી. તેનો અભ્યાસ કરતા તેને પાને પાને ભાવસિંહજીનો સાહિત્યિક પ્રેમ નિતરતો દેખાય છે.

### ૮. બંદરીય સગવડતાઓ

પોરબંદર રાજ્યને દરિયાકિનારાનો અઢળક લાભ પ્રાપ્ત થયો હતો તેથી તેણે દરિયાઈ રસ્તે આવતા જમા માલની આયાત-નિકાસ કરવાનું સંચાલન પણ કરવું પડતું હતું. પોરબંદરથી કરાંચી, આફ્રિકા, અરબસ્તાન, ઈરાન, બર્મા, જાવા, મલબાર વગેરે ઠેકાણે વેપારીઓ જતા અને વેપાર કરતા હતા. એક સમય તો વહાણોનું બાંધકામ પણ થતું. ઈ.સ. ૧૯૦૪માં બ્રિટીશ ઇન્ડિયા સ્ટીમનેવિગેશન કંપનીએ ઇન્ડિયા આફ્રિકા પેસેન્જર સર્વિસ શરૂ કરી હતી. એ બાબતમાં રાજ્યનો એક યા બીજી રીતે પ્રત્યક્ષ પરોક્ષ ફાળો રહ્યો હતો.

### ૯. જંગલ સંપત્તિનું સંવર્ધન

પોરબંદર રાજ્યમાં બરડા નામનો વિખ્યાત પર્વત આવેલો હતો. તેથી ત્યાંથી અમૂલ્ય જંગલ સંપત્તિ પ્રાપ્ત થતી હતી પરંતુ છપ્પનિયા દુષ્કાળે જંગલોને પણ છિન્નભિન્ન કરી નાખ્યા હતા. એ પછી ભાવસિંહજીના સમયમાં જંગલના વિકાસ અને રક્ષણ માટે કેટલાંક પ્રસંશનીય પગલાંઓ ભરવામાં આવ્યા હતા. છપ્પનિયા દુષ્કાળ સમયે રાજ્યના અનામત જંગલોમાંનું ઘાસ ખૂબ ઉપયોગી નિવડ્યું હતું. આ ઉપરાંત રાજ્યના બાગાયતી અધિકારી અને વનસ્પતિશાસ્ત્રી ઠાકર જયકૃષ્ણ ઈન્દ્રજીએ તેમના રાજ્યમાં જ ફરજ બજાવીને ઈ.સ. ૧૯૧૦માં 'વનસ્પતિશાસ્ત્ર' (બરડા ડુંગરની વનસ્પતિ) બહાર પાડ્યો હતો.

### [૮] પ્રેરણાદાયક પ્રસંગ

ભાવસિંહજી રાજકુમાર કોલેજમાં પ્રિન્સિપાલ ચેસ્ટર મેકનાટન પાસે વનસ્પતિશાસ્ત્ર ભણ્યા હતા. આથી બંને વચ્ચે ગુરૂ-શિષ્યનો સંબંધ થયો ગણાય. એકબીજા એકબીજાનું યથાયોગ્ય માન સન્માન પણ પ્રસંગે પ્રસંગે જાળવતા હતા. પ્રિન્સિપાલ મેકનાટને 'વૈદ્યકકલ્પતરુ' નામના માસિકમાં 'બરડા ડુંગરની જડીબુટ્ટીઓ' નામનો એક લેખ લખ્યો હતો. તે ભાવસિંહજીને ધ્યાને આવતા તરત જ તેમનો ગુરૂપ્રેમ બહાર આવ્યો અને બરડા ડુંગરની જડીબુટ્ટીઓ વિશે વિગતો જોતા. આ માસિકને પોરબંદરના પુસ્તકાલયમાં મંગાવવાનો હૂકમ કરી ગુરૂ અને પોતાના રાજ્યની વનસ્પતિનો આદર કર્યો હતો. જેમાંથી તેમનો ગુરૂ પ્રત્યેનો પ્રેમ અને પોતાના રાજ્યની સંપત્તિ પ્રત્યેની સજાગતા તથા પોતાના નાગરિકોને આ વિશે માહિતગાર કરવાનો ભાવ બતાવે છે.

### [૯] મૂલ્યાંકન

પોરબંદર રાજ્યના પ્રજાજનોને ભલે અલ્પકાળ સુધી તો અલ્પકાળ સુધી પણ ઉદાર, સંસ્કૃતિપેમી નીડર અને સારી સારી બાબતોનું સેવન કરનારા તથા ચારણોએ જેમને ભાવદુલ્લા રાજાના નામે ઓળખ્યા હતા. એવા સંસ્કૃતિ અને સાહિત્યપ્રેમી ભાવસિંહજી મળ્યા હતા. જેમની આસપાસ ચિત્રકારો, સાહિત્યકારો, પશુ-પક્ષીપ્રેમીઓ એટલે જ હંમેશ વિટલાયેલા રહેતા હતા. ભાવસિંહજી એવા વિશાળ અને ઉદાર દિલના હતા કે તેમના મનમાં નાના-મોટાના કોઈ ભેદભાવ ન હતા. તેથી તેઓ દીવાનથી માંડીને પટાવાળા સુધીના વ્યક્તિત્વોને સારી રીતે ઓળખતા જાણતા અને ચાહતા હતા. આથી તેમણે પોતે જ પોતાની સ્વતંત્ર બુદ્ધિ, અનુભવ અને દેશ-વિદેશનું જ્ઞાન એ બધાના સુમેળરૂપ રાજ્યતંત્ર ચલાવીને પોતાનું નામ ઈતિહાસમાં અમર બનાવ્યું હતું. જેઓ ખૂબ જ ઓછા બોલા તથા એકાંતપ્રિય રાજવી હતા. પરંતુ આજે પણ તેમના કાર્યો અને સ્થાપત્યો એમના વિશે બોલી રહ્યા છે. એ જ તેમની સૌથી મોટી સિદ્ધિ હતી. ભાવસિંહજીને રાજરોગ ગણાતો ક્ષય રોગ લાગુ પડ્યો તેની કોઇપણ સારવાર અનેક ઉપાયો કરવા છતાં કારગત નિવડી નહિ ત્યારે તેમણે ‘ખંભાળા હિલ’ માં તા.૧૦-૧૨-૧૯૦૮ના રોજ આખરી શ્વાસ લીધા તેથી પોરબંદરની રાજ્યની પ્રજાએ એક સહૃદયથી કુશળ વહીવટકર્તા, સ્વભાવે શાંત અને પ્રિતીપાત્ર શાસક ગુમાવ્યા હતા.



MAP OF PORBANDAR STATE

# ૭. નટવરસિંહજી (પોરબંદર) બાળપણ અને પ્રારંભિક કારકિર્દી
# - નટવરસિંહજીના પ્રજાકલ્યાણના કાર્યો

### [૧] પ્રસ્તાવના

કાઠિયાવાડના જે જૂના બે પાંચ રાજકૂળો ગણાય છે,એમાંનું સૌથી જૂનું રાજકૂળ એટલે જેઠવા રાજકૂળ. જેઠવા શાસકોએ સૌરાષ્ટ્રમાં ખૂબ જ લાંબા સમય સુધી શાસન ચલાવ્યું હતું અને પોતાની રાજગાદી શ્રીનગર, ધુમલી, રાણપુર, છાંયા ખાતે છેલ્લે પોરબંદરમાં રાજગાદી સ્થાપી હતી. જેઠવાઓના કુલ ૧૮૦ શાસકોએ શાસન કર્યું એમાં મહારાણા નટવરસિંહજીનો છેલ્લો અને અંતિમક્રમ રહ્યો હતો. જેમણે ૪૦ વર્ષ સુધી રાજગાદી સંભાળી હતી,તેમના સમયમાં જ આઝાદી આવતા મહારાણા નટવરસિંહજીએ તા. ૨૯-૦૩-૧૯૪૮ના રોજ ભારતસંઘમાં પોતાનું રાજ્ય વિલીન કરી રાજ્યનો વહીવટ સૌરાષ્ટ્ર સરકારને સુપ્રત કર્યો હતો.

પોરબંદરના મોટાભાગના શાસકો પ્રજાની સુખ સુવિધા અને સગવડતાઓનો ખ્યાલ રાખનારા રહ્યા હતા. એમાંના જે કોઈ શાસકોએ અંગ્રેજી કેળવણી લીધી હતી.અને જેમણે જેમણે પરદેશની મુલાકાતો લીધી હતી. એમણે પોતાના રાજ્યમાં દીર્ઘદ્રષ્ટિપૂર્ણ સુધારાઓ અને સુચારુ વહીવટતંત્ર સ્થાપવાનો બેજોડ પ્રયત્ન કર્યો હોય તેમ તેમના પૂર્ણશાસન કાળના જે તે સમયના અસલ સાધનો તપાસતા જણાય છે જેમના પરથી કહી શકાય તેમ છે, કે આ મહારાણા નટવરસિંહજીએ એકાદ બે અપવાદ સિવાય પૂર્ણ કક્ષાએ પ્રજાને શિરમોર રાખીને પ્રજાહિતને જ આગળ વધારવાનું કાર્ય કરી પોતે એક રખેવાળ શાસક તરીકે રહ્યા હતા એમ કહી શકાય.

### [૨] બાળપણ

મહારાણા નટવરસિંહજીના પિતા ભાવસિંહજીને પાંચ રાણીઓ હતા. જેમાંના ભાવનગરના રાજવી તખ્તસિંહજી કુંવરી રામબા ની કુખેથી તા.૩૦-૦૬-૧૯૦૧ના રોજ નટવરસિંહજીનો જન્મ થયો હતો, તેમના જન્મ સમયે રાજ્યમાં ખુશાલી છવાતા રાજ્યમાં કેટલીક નવાજેશો જાહેર કરવામાં આવી હતી. જેમાંની એક નવાજેશ એટલે પોરબંદરમાં એક નવું દવાખાનું ખોલવામાં આવ્યું હતું.



બાળ મહારાણા નટવરસિંહજી

જેઠવા ક્ષત્રિય પરંપરા મુજબ રાજકુમારને અધ્યારૂ કુટુંબને ત્યાં સરસ્વતી માતાના આશીર્વાદ લેવા લઈ જવામાં આવ્યા હતા. જેમના શિક્ષણ માટે કોઇપણ પ્રકારની કચાસ રાખવામાં આવી ન હતી. પરંતુ કમનસીબે નટવરસિંહજીની સાત વર્ષની ઉંમર હતી એ સમયે જ તેમના પિતાનું અવસાન થતાં તેમના ઉછેર અને શિક્ષણની તમામ જવાબદારી પવિત્ર અને પૂર્ણ ગુણોવાળા રાજમાતા રામબાના હાથમાં આવી હતી. એટલું જ નહિ એ સમયની બ્રિટીશ પરંપરા મુજબ બ્રિટીશરોએ નટવરસિંહજીને યોગ્ય શિક્ષણ અને તાલીમ આપવા માટે અંગ્રેજ અમલદારોની નિયુક્તિ કરી દીધી હતી.નટવરસિંહજીએ પ્રારંભિક

કેળવણી રાજ્યના વફાદાર અને પ્રમાણિક એવા બે મહાનુભાવો વિશ્વનાથ સદારામ પાઠક અને જગજીવન કાલિદાસ પાઠક પાસે લીધી હતી.

નટવરસિંહજીએ પોરબંદરમાં કેળવણી લીધા બાદ ૧૦ વર્ષની ઉંમરે તેમને કાઠિયાવાડની વિખ્યાત રાજકુમાર કોલેજમાં ધો.૪ માં દાખલ કરવામાં આવ્યા. રાજકુમાર કોલેજમાં પોતે પોતાની બુદ્ધિમતા અને રમત-ગમત પ્રત્યેના શોખને પોષીને ખૂબ જ આગળ પડતા ચપળ વિદ્યાર્થી તરીકે બહાર આવ્યા હતા અને રમત-ગમત અને અભ્યાસમાં નંબર મેળવતા હતા. રાજકુમાર કોલેજના શિક્ષણ દરમ્યાન તેઓ કેટલાંક અંગ્રેજ અધિકારીઓ અને અંગ્રેજ લેડીના સંપર્કમાં આવવાથી પોતાના વિચારો પાશ્ચાત્ય કેળવણી તરફ ઢળતા  ગયા હતા. વળી પોતે એકદમ હોશિયાર અને કાબેલ હોવાનું શિક્ષણ કાળ દરમ્યાન જ દેખાતા તેમને રાજકુમાર કોલેજમાં હેડબોય બનાવવામાં આવ્યા હતા. રાજકુમાર કોલેજના શિક્ષણ દરમ્યાન તેમનો રમત-ગમત સંગીત અને શિક્ષણ પ્રત્યેનો પ્રેમ વિકસ્યો હતો.

## [૩] કારકિર્દી ઘડનારા પરિબળો

કોઇપણ વ્યક્તિનું ઘડતર એમને મળેલા વ્યક્તિત્વો અને વાતાવરણથી જ થતું હોય છે. નટવરસિંહજીની કારકિર્દી ઘડનાર પરિબળ તરીકે ત્રણ-ચાર વ્યક્તિત્વોને ગણાવી શકાય. (૧) માતા-પિતા અને પૂર્વજો (૨) પ્રાથમિક શિક્ષકો અને સદગૃહસ્થો (૩) બ્રિટીશ અધિકારીઓ. આ ત્રણેય પરિબળોને હિસાબે નટવરસિંહજીનું બાળપણ, યુવાવસ્થા અને વાણી વર્તન તેમજ સ્વભાવ ઘડાયા હતા એમ ગણાવી શકાય. આ ત્રણેય પરિબળોના સાથ સહકાર અને હૂફને હિસાબે જ પોતે એક સક્ષમ, કડક અને પ્રજાહિતેચ્છુ વિદ્વાન ને કલાપ્રેમી રાજવી તરીકે ઉભરી આવ્યા હતા. તેમના વ્યક્તિત્વના દરેક પ્રસંગોમાં કે પાસાઓમાં તેમની કારકિર્દી ઘડનાર પરિબળોનો કઈક ને કઈક ફાળો રહેલો જણાય છે. રાજ્ય વહીવટનું જ્ઞાન તેમણે હજૂર આસીસ્ટન્ટ આનંદરાય દવે તેમજ કસ્ટમ ઓફિસર અને પોર્ટ ઓફિસર પાસેથી મેળવ્યું હતું અને પોતે પણ ઘણી વખત તેમની કારકિર્દી ઘડનાર પરિબળોમાંના કેટલાંકને અનેકવાર યાદ કરતાં રહ્યા હતા.

ટૂકમાં એમ કહી શકાય કે સાલસ સ્વભાવ ધરાવતા નટવરસિંહજીએ પોતાના તમામ પ્રકારના મોભાને કોરાણે બાજુ મૂકીને દરેક વ્યક્તિત્વો પાસેથી સારી બાબતો શીખવાની અને અનુસરવાની કોશિષ કરી હતી. જેને હિસાબે તેઓ સફળ વ્યક્તિ  અને પ્રજાવત્સલ શાસક બની શક્યા હતા.

## [૪] ઇલ્કાબો અને માનપત્રો

ભારતભરના તમામ રાજાઓને ખુશ કરવા અને પોતાના તરફ વધુ ઢળેલા રાખવા માટે બ્રિટીશરોએ કેટલાંક ઇલ્કાબો અને માનપત્રો રાજાઓને ભવ્ય દરબાર જાહેરમાં ભરીને આપવાની પરંપરા ઊભી કરી હતી. કોઈને કોઈ કારણોસર રાજવીઓને ઇલ્કાબો અને માનપત્રો આપવામાં આવતા હતા. જેમાં His Hiness, K.C.S.I., G.C.S.I., C.S.I., C.I.E. વગેરે વગેરે ઇલ્કાબો અપાતા હતા. તેમાં મહારાણા નટવરસિંહજીએ બ્રિટીશરોને પ્રથમ વિશ્વયુદ્ધમાં પોરબંદર રાજ્યે ખૂબ સારી રીતે મદદ કરવાના બદલામાં 'મહારાજા' અને His Hiness નું સોનાના કાસ્કેટમાં અલંકૃત મહારાજાનું બિરુદ તા.૦૧-૦૧-૧૯૧૮ ના રોજ તેર તોપોની સલામી કરી દેવામાં આવી હતી. આ પછી પંચમ જ્યોર્જના જન્મોત્સવ પ્રસંગે ૧૯૨૯ માં K.C.S. I. નો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો હતો. જયારે જયારે રાજવીઓને આવા કોઈ ઇલ્કાબો મળે ત્યારે તેઓ રાજ્યની પ્રજા માટે કેટલીક નવાજેશો કરતા. નવી સ્કૂલો ખોલવી,

શાળાઓમાં મીઠાઈ વહેંચવી, અમુક કેદીઓને છોડી મૂકવા વગેરે આવા ઈલ્કાબ મળે ત્યારે પ્રજાજનો પણ ઉત્સાહભેર શાસકનું બહુમાન કરતા હતા.

**[૫] રાજ્યાભિષેક**

મહારાણા નટવરસિહજી પુખ્તવયના થતા સવંત ૧૯૭૬ મહાસુદ વસંતપંચમી ને તા.૨૬ જાન્યુઆરી ૧૯૨૦ના રોજ રાજ્યનો સંપૂર્ણ વહીવટ સંભાળ્યો હતો.પોરબંદરમાં એક નવા યુગની શરૂઆત થઈ. આ રાજ્યાભિષેક સમારંભમાં મંગલમયી વસંતપંચમીની સવારમાં રાજ્યાભિષેકનું શુભ મૂહુર્ત હતું હિંદુ રાજ્યાભિષેકની પરંપરા આથી પહેલેથી જ અનેક પુણ્યસ્થાનોમાંથી પવિત્રજળ મંગાવી રાખવામાં આવ્યા હતા.એ સમયે વેદવેત્તા બ્રાહ્મણોએ પવિત્ર વેદમંત્રોના ઉચ્ચાર કરી, રાજ્યાભિષેકની પવિત્ર ક્રિયા કરવામાં આવી.ગાદીપતિ થનાર નટવરસિહજીના શરીરને વેદમંત્રો સાથે એ પવિત્ર જળવડે અભિષિક્ત કરવામાં આવ્યું ને ત્યાર પછી ગાદીએ બેસાડવાની ક્રિયા થઈ,જે સમયે મહારાણાશ્રી નટવરસિહજી પોતાના પ્રતાપી પૂર્વજોની ગાદી ઉપર બિરાજમાન થતા તોપોના ભવ્યનાદો કરવામાં આવ્યા અને દેવસ્થાનોમાં આરતીના મંગળનાદ, ને પ્રજાજનોના જયનાદ ચારે દિશામાં ગર્જી રહ્યા હતા.તે દિવસે રાજ્યભરમાં ખૂબ આનંદ-ઉત્સાહ અને પરંપરાગત ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો.લોકોએ ખૂબ જ ભાવપૂર્વક રાજાને શુભેચ્છાઓ પાઠવી આ પ્રસંગે પડોશી રાજ્યોમાંથી અને દૂરદૂરથી રાજ્યના પ્રતિનિધિઓ નટવરસિહજીનું અભિવાદન કરવા માટે આવ્યા હતા..

રાજમહેલના કચેરી હોલમાં સવારના નવ વાગ્યે દબદબાભર્યો મોટો દરબાર ભરાયો હતો. જેમાં રાજ્યના આગેવાનો,ભાયાતો,અધિકારીઓ તેમજ અનેક રાજ્યોના પ્રતિનિધિઓ અને રાજ્યના એડમિનિસ્ટ્રેટર લેફ,કર્નલ ઈ.ઓ'બ્રાયન ઉપસ્થિત રહ્યા હતા.એ દરબારમાં કાઠિયાવાડના ગવર્નર એજન્ટ મે.મેકોનોકીસાહેબે મહારાણા નટવરસિહજીને વાઇસરોયનો ખરીતો આપતા પ્રથમ ક્લાસના રાજ્યકર્તાઓની ફૂલસત્તા આપવાનું જાહેર કરતા કહ્યું હતું કે, "હું આપને વર્ષો થી જાણું છું જે સઘળું આપને શોભારૂપ છે.રાજકુમાર કોલેજમાં આપે સઘળાં રાજવંશીઓની કોલેજમાંથી અંગ્રેજી ડીપ્લોમાની પરીક્ષામાં પહેલું સ્થાન મેળવી પ્રતિષ્ઠિત કારકિર્દી મેળવી છે.આપ આપના શિક્ષકો પ્રત્યેની યાદગીરી રાખશો.આપના સૌથી વફાદાર મિત્રો જેનો આપને સગીર ઉમર દરમ્યાન સહવાસ મળ્યો છે તે કુમાર પ્રતાપસિહજી અને કુમાર જસવંતસિંહજીને ભવિષ્યમાં આપને નોકરીમાં લેવાનો ઈરાદો છે.જે આપના વફાદાર અનુયાયી નીવડશે એમાં શક નથી."ત્યાર પછી તેમણે ગયા ૧૧ વર્ષના બ્રિટીશ એડમિનિટ્રેશનના અમલનું દિગ્દર્શન કરાવ્યું હતું. તેમજ 'ચેમ્બર ઓફ પ્રિન્સીસ' ના સભ્ય થવાનો તથા રાજકીય હક્કો માંગવા લોકોમાં વધતી જતી જોખમદારીનું ડહાપણ ને ઇન્સાફથી વર્તી નિરાકરણ કરવાનું સૂચન કર્યું હતું.

મહારાણા નટવરસિહજીએ તેના અર્થ ગાંભીર્યવાળા ભાષણમાં વાઇસરોયનો ઉપકાર માનવા સાથે બ્રિટીશ સરકાર સાથે વફાદાર રહેવાની વાત દોહરાવી હતી.પોતાની સગીરવય દરમ્યાન એડમિનિટ્રેશન વિશે સંતોષ દર્શાવ્યો હતો.પોતાને જુદા જુદા ટ્યુટરો મળવાથી વધારે લાભ થયો હતો સાથે પોતાના જૂના શિક્ષકોનું સ્મરણ કર્યું હતું.અને પોતાના માટે જિંદગીનો અમૂલ્ય સમય અર્પનાર પોતાના હિંદી મિત્રોની કદર કરવામાં આવી હતી.સાથે પોતાની વ્હાલી પ્રજાને પણ યાદ કરી હતી અને પ્રજાના કલ્યાણ માટે ઉદાર રાજનીતિ વ્યક્ત કરવાનું કિમતી વચન ઉચાર્યું કે, "મારી પ્રજાનું સુખ એ જ

મારી જીંદગીનું પ્રથમ કર્તવ્ય છે ને મારી પ્રજાની આબાદીમાં મારું પરમસુખ માનું છું." આ પ્રસંગે રાજ્યમાં લેવાતો કન્યાવેરો બંધ કરવામાં આવ્યો હતો અને ૧૯૧૯ ના ચાલુ વર્ષ સુધીની ખેડૂતો પાસેની તમામ જમીન મહેસુલની પાછલી ઉઘરાણી માફ કરવામાં આવી હતી. આ પ્રસંગે સ્ટેટના સર્વેયરો, આસિસ્ટન્ટ મેડીકલ ઓફિસરોને જે જૂના સમયમાં પગારો નક્કી થયેલા હતા તે જ મળતા હતા. જીંદગીની જરૂરીયાતના સાધનો વધવાથી પોષણ થવું મુશ્કેલ હતું. માટે નટવરસિંહજીએ આસિસ્ટન્ટ મેડીકલ ઓફિસરોના પગાર રૂ.૩૦ માંથી વધારી રૂ.૫૦ કર્યા ને સર્વેયરોના પગારમાં પણ સુધારો કર્યો. તેમજ છેલ્લો પગાર રૂ. ૬૦ માંથી વધારી રૂ. ૧૦૦ કર્યો હતો.કેળવણીનો આધાર પ્રાથમિક શાળાના શિક્ષકો છે તેમનો પગાર પણ વધારવો જોઈએ એમ કહ્યું હતું.તેમજ પ્રજાની કેળવણીની ઉન્નતિ થવી જોઈએ તેની કાળજી કરી હતી.

મહારાણા નટવરસિહજીને સદગુણો,ઉત્તમ રાજનીતિ અને સબંધોને માટે બ્રિટીશ સરકાર તરફથી સમ્રાટ જ્યોર્જ પંચમના જન્મોત્સવની ઉજવણી નિમિત્તે K.C.S.I. ( Knight Commandar of the star of India) નો માનવંતો ખિતાબ ઈ.સ.૧૯૨૯માં એનાયત થયો હતો.જેમાં શુભેચ્છાના સ્વરૂપમાં મુંબઈમાં વસતિ પ્રજાવતી,પોરબંદરના પ્રજાજનો, ભાયાતો,રાજપૂત સમાજના સભ્યો, રાણાવાવના પ્રજાજનો વગેરે તરફથી માનપત્રો અર્પણ કરી સૌએ અભિનંદન પાઠવ્યા હતા.

[૬] લગ્ન મહોત્સવ

લીંબડીના રાજવી દોલતસિંહજી સાહેબના રાજકુમારીશ્રી રૂપાળીબા સાથે નટવરસિંહજીનું વેવિશાળ થયું હતું. પોરબંદરથી બે ટ્રેનો દ્વારા મહારાણાશ્રીની જાન લીંબડી રવાના થઇ હતી,જેમાં એક ટ્રેનમાં જાનૈયાઓની એટલી બધી સંખ્યા હતી કે આગળ-પાછળ બે એન્જીન લગાવાયા હતા. લીંબડી ઠાકોરસાહેબે જાનનો જોરદાર સત્કાર કર્યો હતો. તા. ૫-૦૨-૧૯૨૦ સવંત ૧૯૭૬ મહાસુદી પૂર્ણિમાની પ્રકાશપૂર્ણ રાત્રીએ આ વરવધુનું પાણીગ્રહણ થતાં બે રાજકુળો જેઠવાકુળ અને ઝાલાકુળનો સબંધ સ્થાપિત થયો હતો. લીંબડીની પ્રજાએ નટવરસિંહજીને માનપત્ર અર્પણ કર્યું હતું આ શુભપ્રસંગનું સ્મરણ રહે તે માટે વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવામાં આવી હતી.

### [૭] પ્રજા કલ્યાણના વિવિધ કાર્યો

કોઇપણ શાસકનું મૂલ્યાંકન તેમણે પોતાના શાસનકાળ દરમ્યાન વિવિધક્ષેત્રે જે સુધારાઓ કર્યા હોય તેના ઉપરથી જ કરી શકાય છે. કોઇપણ ઉત્તમ શાસક પોતાના આખા રાજ્ય ઉપર ઝીણવટભરી નજર કરી તમામ પાસાઓ તપાસી રાજ્યની બધી બાબતો અવલોકી શાસનતંત્રમાં કેટલાંક ફેરફારો કરી અને પોતાની આવક ઉપર નજર રાખીને પ્રજાકલ્યાણના કાર્યો આરંભીને પોતે પોતાનું સ્થાન લોકમાનસમાં ઉભું કરવાનું ઈચ્છે છે. જે શાસકોને પ્રજાહિત જ પોતાના મનમાં ભરેલું હતું અને પોતે ઉત્તમ પ્રકારનું શિક્ષણ મેળવ્યું હતું અને દેશ દુનિયા જોયા હતા તેઓ પોતાના રાજ્યમાં કેટલાંક વિશિષ્ટ અને કાયમી સ્વરૂપે જળવાય રહે તેવા સુધારાઓ અને કાર્યો કરતાં હતા. જેમાં પોતાના પુરોગામી શાસકોની નીતિ-રીતિને ક્યારેક જાળવતા અને ક્યારેક એનાથી આગળ વધીને કાર્ય કરતા હતા.

#### ૧. રાજ્ય વ્યવસ્થા

પોરબંદર રાજ્યના કુલ ૧૦૬ ગામોને પોરબંદર, અડવાણા, રાણાવાવ અને નવીબંદર એમ ચાર મહાલ અને ૨૪ ટપાઓમાં વિભાજીત કરવામાં આવ્યું હતું. જેમાં ફેરફાર કરીને નટવરસિંહજીએ પોરબંદર,

અડવાણા, રાણાવાવ, નવીબંદર, માધવપુર, કંડોરણા, છાયા, મિયાણી અને બગવદર એમ નવ મહાલો વસતિ વધતાં વહીવટી સરળતા ખાતર કર્યા હતા.

આ તમામ મહાલો ઉપર રાજ્યનો રેવન્યુ કમિશ્નર અને આસિસ્ટન્ટ રેવન્યુ કમિશ્નરના દેખરેખ હેઠળ રાખતા હતા તથા પોરબંદર શહેર પર સીટી મામલતદાર દેખરેખ રાખતા હતા. આ પ્રકારે રાજ્યની તમામ કચેરીઓ કાર્યરત રહેતી હતી. બ્રિટીશરો મોટેભાગે રવિવારની રજા રાખતા હતા. પરંતુ પોરબંદર રાજ્યે તેમાં ફેરફાર કરીને સોમવારની રજા જાહેર કરી બ્રિટીશ પરંપરાને ઉવેખવાનો પ્રયત્ન કર્યો હતો. રાજ્યની કચેરીઓનો સમય સવારના નવ થી સાંજના પાંચ વાગ્યા સુધીનો રહેતો હતો. રાજ્યના મોટા હોદ્દાના તમામ કર્મચારીઓની યોગ્ય લાયકાત અને તમામ આવડત તપાસીને પદ્ધતિસર નિમણૂંક કરવામાં આવતી હતી. રાજ્યના કર્મચારીઓના પગારધોરણો, પેન્શન, ગ્રેચ્યુટી, પ્રોવિડંડફંડ, ઘરભાડું વગેરેની સુચારૂ વ્યવસ્થા ઊભી કરવામાં આવી હતી અને સમયાંતરે તેના પગારમાં વધારો પણ કરવામાં આવતો હતો. તેમજ માંગલિક પ્રસંગોએ ભેટ-સોગાદો અવારનવાર આપવામાં આવતી હતી.

લાયક ઉમેદવારોની પસંદગી

રાજ્યની નોકરીમાં જોડાવા માટે તમામ ઉમેદવારોના નામ 'ઉમેદવારોની ડિરેક્ટરી'માં દાખલ કરવામાં આવતા હતા. જેમાં હાયરગ્રેડ અને લોઅર ગ્રેડ એમ બે પ્રકારના લાયકાત ધરાવતા ઉમેદવારોની નોંધ થતી હતી. આ નોંધાયેલા ઉમેદવારોને રાજ્યની ઓફિસોમાં ખાલી જગ્યા પડતી કે જરૂરિયાત જણાતા સિનિયોરીટી મુજબ નિમણુક આપવામાં આવતી હતી. તેમજ વકીલ અને ડોક્ટરની સનદ મેળવવા માટે ખાસ પરીક્ષા આપવાની રહેતી હતી. રાજ્યની સનદ મળ્યા બાદ તેઓ પ્રેક્ટીસ કરી શકતા હતા. ઈ.સ.૧૯૧૪માં ગુણવત્તાવાળા ઉમેદવારોને રાજ્યની નોકરીમાં પ્રમોશન આપવા માટે પરીક્ષા લેવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો. જેમાં પ્રમોશનની જગ્યાનું તેમનું જ્ઞાન 'ડીપાર્ટમેન્ટસ પરીક્ષા' વિભાગ દ્વારા દર વર્ષે સપ્ટેમ્બર માસમાં તપાસવામાં આવતું હતું. આ પરીક્ષા પાસ કરનારને ખાતાકીય બઢતી આપવામાં આવતી હતી. ઉપરાંત રાજ્યના કર્મચારીના પગાર ધોરણો, પેન્શન, ગેચ્યુટી, પ્રોવિડંડ ફંડ, ઘરભાડું વગેરેની વ્યવસ્થા કરી તેની સંખ્યામાં તથા તેના પગારમાં પણ વધારો કરવામાં આવ્યો હતો.

**૨. આર્થિક સુધારા**

પોરબંદર રાજ્યનો મોટો ભાગ ગામડાઓમાં વહેંચાયેલો હતો. તેથી રાજ્યનો મોટો વર્ગ ખેડૂતો અને માછીમારોનો હતો. આથી રાજ્યે આ બંને વર્ગની પરિસ્થિતિ સુધરે એ માટે કેટલાંક આર્થિક બાબતોને લગતા સુધારાઓ અને વ્યવસ્થા કરી હતી. જે નીચે મુજબ ગણાવી શકાય.

**(૧) મહેસુલ પદ્ધતિ**

પ્રજાહિતને ધ્યાનમાં રાખી જમીન મહેસુલ પધ્ધતિ પ્રજાને આકરી ન લાગે તે આશયથી ઘડવામાં આવી હતી. રાજ્યમાં સામાન્ય રીતે મહેસુલ વસુલાત પધ્ધતિ 'ભાગ બટાઈ' એટલે કે ઉત્પાદનની વસ્તુના ભાગ તેમજ જે મહેસુલ રોકડમાં લેવામાં આવતું તેણે 'વિઘોટી' કહેતા હતા. દર વર્ષે વાવેતરની ખેડવાણ જમીન વિસ્તાર વધતા મહેસુલની આવક પણ વધતી હતી. ખરાબા જમીનને સુધારો કરી ખેડવાણ કરવા માટે રાજ્ય પ્રોત્સાહન આપતું હતું. રાજ્યમાં દુષ્કાળ અપૂરતા વરસાદ કે કુદરતી આપતી સમયે કે કપરા સંજોગોમાં જયારે પાક ઓછો થયો હોય કે ન થયો હોય તો એકરવેરો કે વિઘોટી મહેસુલ ઉઘરાવવામાં કડકાઈથી કામ લેવામાં આવતું ન હતું. તેમજ વેરા વસુલાત માફ કરવામાં

આવતા હતા.મહારાજા નટવરસિંહજીએ ખેતી અને ખેડૂતના હિતને ધ્યાનમાં રાખી નવા કાયદાઓ નું દ્રઢીકરણ કરી નવ મહાલ અને ૨૪ (ટપાઓ) વિભાગોમાં મહેસુલ ખાતાના રક્ષણ અને વહીવટમાંથી ભ્રષ્ટાચારને નાબુદ કરવા પ્રયત્નો કર્યા હતા.જેમાં છૂટક સ્વરૂપે ખાતાઓને રાખવાની પધ્ધતિ નાબુદ કરી અને ખેડૂતને કાયમી ખાતાબુક ‘ચોપડા’ સ્વરૂપે દાખલ કરવામાં આવી હતી. આ માટે કામ ચલાવવાની રીત તથા ખાતાઓની નવી પધ્ધતિની પ્રાથમિક માહિતી આપવાના હેતુસર મહેસુલ કમિશનરે વહીવટદારોની એક સભા બોલાવીને કહ્યું કે, “પરંપરા અને માન-સન્માન પ્રાપ્ત કરતાં દરેક ફેરફારોને સ્થિર થતાં સમય તો લાગે જ છે. છતાંય મૂળભૂત ફેરફારો કે જે અસરકારક હોય તે રાજ્ય અને નાગરિકો બંનેને લાગુ પાડી શકાય.”

### (૨) ખેડૂતોને મદદ

રાજ્યની ખેતી સુધરે તો રાજ્યને વધુ આવક થાય અને ખેડૂતોની સ્થિતિ પણ સુધરે તે માટે નટવરસિંહજીએ દીર્ઘદ્રષ્ટિપૂર્ણ વિચાર કરીને ખેતી અને ખેડૂતોને સમૃદ્ધ બનાવવા માટે કેટલાંક સુધારાઓ કર્યા હતા.રાજ્યમાં સિંચાઈ વ્યવસ્થાનો વધારો કરવા માટે ખેડૂતોને નવા કૂવા ગળાવવા માટે રાજ્ય એક હાથથી વીસ હાથ સુધીની ઊંડાઈ સુધી રૂ. પાંચ અને વીસ હાથની ઊંડાઈ પછી દર હાથે રૂ.દશ એમ કુલ રૂ.૨૦૦ સુધીની મદદ રાજ્ય કરતું હતું. તેમાં નટવરસિંહજીએ ઈ.સ.૧૯૩૯માં બીજા વિશ્વયુદ્ધની કટોકટીના કાળમાં પણ સુધારો કરીને તેમાં વધારો કરીને રૂ.૮ અને રૂ.૧૬ અને કુલ રૂ.૩૦૦ની રકમ કરવામાં આવી હતી. કોઇપણ ખેડૂતને કૂવો ખોદવાની માંગણી કરતાં વેંત જ વગર વગર જામીને રૂ,૫૦ ની તરત જ મદદ કરવામાં આવતી હતી. પૈસાની જરૂરતવાળા ખેડૂતોને રાજ્ય પાંચ ટકાના દરે રકમ ધીરતું હતું. તેમાં ઘટાડો કરીને નટવરસિંહજીએ ત્રણ ટકા વ્યાજ લેવાનું નક્કી કર્યું હતું.

### (૩) વ્યાપાર ઉદ્યોગ પ્રોત્સાહન

રાજ્યને ખેતી, ઉદ્યોગ અને વેપારને પ્રોત્સાહિન આપવાથી ફાયદો થાય તેમ જણાતું હતું. આથી રાજતંત્રે રાજ્યમાં આ બધી જ બાબતો વિકસે તેના માટે કેટલાક પ્રયત્નો કર્યા હતા અને નીતિ-રીતિ એવી ઘડવામાં આવી હતી કે ખેતી અને વેપાર ઉદ્યોગ પૂર્ણપણે વિકસીને ફૂલીફાલી શકે. આથી મહારાણા નટવરસિંહજીના કાળમાં નીચે મુજબના કારખાનાઓ સ્થપાયાં અને વેપાર ઉદ્યોગો વિકસ્યા હતા.

| | |
|---|---|
| ૧૯૧૨-૧૩ | સિમેન્ટ ફેક્ટરી |
| ૧૯૩૧ | નાંદેર સોલ્ટ વર્કસ |
| ૧૯૩૪ | મહારાણા મિલ |
| ૧૯૪૪-૪૫ | જગદીશ ઇન્ડસ્ટ્રીઝ |

આ ઉપરાંત નટવરસિંહજી ઓઈલમિલ, નટવર મેચવર્કસ, મહારાણા સ્પિનિંગ એન્ડ વિવિંગ મિલ્સ, સ્વસ્તિક હોઝીયરી, વિશ્વકર્મા એન્જીનીયરીંગ વર્કસ અને દરિયાઈ સંપત્તિ એકઠી કરવાનો ઉદ્યોગ પણ વિકસ્યો હતો.

### (૪) ધી પોરબંદર સ્ટેટ બેંકની સ્થાપના

રાજ્યના લોકોના નાણાં સલામત રીતે સચવાય રહે તથા એ નાણાંનો ઉપયોગ જરૂરિયાતવાળા ઉપયોગ કરી શકે અને બંને પક્ષને ફાયદો થાય એવા હેતુસર રાજ્યે તા.૧૫-૧૦-૧૯૨૫ના રોજ ‘ધી પોરબંદર સ્ટેટ બેંક’ ખોલી હતી. આ બેંકની વ્યવસ્થા એવી સીધી સાદી રાખવામાં આવી હતી કે દરેક

ખેડૂતો બિયારણ, ખેતીના સાધનો, બળદ વગેરે લેવા માટે એક સાદા કાગળમાં અરજી કરવાથી તેમને તરત જ લોન આપવામાં આવતી હતી. આ બેંક સિવાય આવી લોન તાલુકા ટ્રેઝરીમાંથી પણ મળી શકતી અને ત્યાં જ નાણાં ભરપાઈ કરી શકાતા હતા.

### (૫) વિવિધ વેપારી મંડળોની સ્થાપના

આ વેપારી મંડળો રાજ્યે નહીં પણ સ્વયભું લોકોમાંથી ઊભા થયા હતા. પરંતુ અહીં તેની અગત્યતા એટલા માટે છે કે રાજ્યે આવા મંડળોને ઊભા થવા દીધા હતા કે તેના ઉપર કોઇપણ પ્રકારના પ્રતિબંધો મૂક્યા ન હતા. કારણ કે મહારાણા નટવરસિંહજી ઉદાર પ્રકૃતિના અને લોકોની સુખાકારીમાં વધુમાં વધુ વધારો થાય તેવું માનનારા હતા. તેથી તેમણે આ બાબતે કશી રોક ટોક કરી નહોતી તેથી ૧૯૨૦માં ખેડૂતોના ખેતી સંબંધી જ્ઞાન વિકસે તે માટે કેળવણી ખાતા દ્વારા એક સંસ્થા ખોલવામાં આવી હતી. હરિજન વણકરોના વિકાસ માટે અને હાથવણાટના કાપડને પ્રોત્સાહન આપવા માટે ઈ.સ.૧૯૩૯માં રાજ્યે હરિજન હિતવર્ધક નામનું એક ખાતું ખોલ્યું હતું. રાજ્યે શ્રી માધવ સહકારી મંડળની સ્થાપના કરી તેના દ્વારા ખેડૂતોને પ્રોત્સાહન મળે અને પાકનું યોગ્ય વળતર મળે તે માટેની વ્યવસ્થા કરવામાં આવી હતી.શેરડીના વાવેતરની અને પીલાણની વ્યવસ્થાને સુધારવા માટે માટે માધવપુરના ખેડૂતો સાથે ચર્ચા કરી માધવ સહકારી મંડળીએ કેટલાંક પ્રયત્નો કર્યા હતા. આ સિવાય રાજ્યમાં વેપારી મંડળો અને મજુરોના હિત માટેના મજુર મંડળો પણ કાર્યરત હતા.

## ૩. શૈક્ષણિક ક્ષેત્રની સુવિધા

પોરબંદર રાજ્ય કાઠિયાવાડના બીજા ચાર મોટા રાજ્યોના પ્રમાણમાં ખૂબ નાનું રાજ્ય હતું. તેમ છતાં તેણે પોતાની આર્થિક સ્થિતિને ધ્યાનમાં રાખીને શિક્ષણ ક્ષેત્રે કેટલીક ઉમદા સુવિધાઓ ઊભી કરી હતી. નટવરસિંહજીના સમયમાં પ્રાથમિક કેળવણી મફત આપવામાં આવતી હતી. તથા સ્ત્રી શિક્ષણને ઉત્તેજન આપવા માટે માધ્યમિક શાળામાં પણ કન્યા કેળવણી મફત આપવામાં આવતી હતી. નટવરસિંહજીના સમયમાં હેન્કોક મેમોરીયલ મિડલ સ્કૂલ, મહારાણીશ્રી બાલુબા કન્યા વિદ્યાલય,આર્યકન્યા ગુરૂકુલ સહિત ૧૬ માધ્યમિક શાળાઓ રાજ્યમાં ચાલતી હતી.૧૯૩૭-૩૮ માં શિક્ષક સ્ટાફની ટ્રેનિગ માટે હેન્કોક મેમોરીયલ મિડલ સ્કૂલમાં 'સેકન્ડરી ટીચર્સ સર્ટીફીકેટ કોર્સ' શરૂ કરવામાં આવ્યો હતો.તેમજ નટવરસિંહજીએ રાજ્યમાં ક્રિકેટના ખેલાડીઓને ટ્રેનીગ આપવા માટે પોરબંદરમાં 'દુલીપસિંહજી ક્રિકેટ સ્કૂલ' તા.૭ જૂન ૧૯૪૭ના રોજ શરૂ કરી હતી.પોરબંદર રાજ્યની બધી જ સ્કૂલોના રમતવીરોની 'વસંત પંચમી રમતોત્સવ'માં ટુર્નામેન્ટ રાખવામાં આવતી હતી.તેમજ હનુમાન જયંતિના દિવસે સમગ્ર રાજ્યના યુવાનો માટે 'મેરેથોન દોડ' નું આયોજન કરવામાં આવતુ હતું ઈ.સ.૧૯૫૫માં મહારાણા નટવરસિહજીના માતૃશ્રી રામબાનું નિવાસસ્થાન એવો 'દરિયા મહેલ' કે જ્યાં હાલ આર.જી.ટી. કોલેજ બેસે છે તે મહેલને રાજ્ય સરકારને સુપ્રત કરતા પત્રમાં નટવરસિહજીએ જણાવ્યું હતું કે 'You Nurture you trainee teachers here, as my mother has nurtured me.' "જેમ મારી માતાએ આ મહેલમાં મારો ઉછેર કર્યો છે તેવી જ રીતે તમારા પ્રશિક્ષણાર્થીઓનો ઉછેર તમે અહીં કરજો."આ વાક્યમાં તેમનો પ્રજા પ્રેમ જોવા મળે છે.

## ૪. સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ

રાજ્યના વહીવટમાં પ્રજાને સામેલ કરી લોકતંત્રીય શાસન શરૂ કરવાના આશયથી લોકોને રાજ્ય વહીવટની તાલીમ મળે અને લોકશાહીથી રાજ્ય ચલાવતા શીખે એ માટે ગ્રામ ક્ક્ષાએ ગ્રામ પંચાયત, ટપા પંચાયત અને મહાલ પચાયત શરૂ કરવામાં આવી હતી. અને ૧૯૪૪માં હાલની ધારાસભા જેવી પધ્ધતિથી રાજ્ય ચલાવવા ' શ્રી હજૂર રાજસભા ' ની સ્થાપના કરી મહારાજા નટવરસિંહજી પોતાના ઉદાર પ્રગતિવાદી વિચારોનો પરીચય કરાવી લોકતંત્રાત્મક શાસનના સમર્થક બન્યા હતા.

વહીવટી દ્રષ્ટિ અનુકૂળ પડે ગામના લોકો ગામનો વહીવટ કરતા થાય. ગામડામાં અંદરો અંદર ઉપસ્થિત થતા તકરાર, ફિસાદ, અને વાંધા વચકા પણ બને ત્યાં સુધી કોર્ટ-કચેરીનો આશરો લીધા સિવાય ગામડાના આગેવાન સમજુ માણસોથી નિકાલ થઇ શકે. દરેક ગામ એક સુખી કુંટુંબના જેવું જીવન ગાળી શકે તેવા આશયથી ગ્રામ પંચાયતની રચના કરવામાં આવી હતી. ગ્રામ પંચાયત પાંચ સભ્યોની બનેલી હતી. જે પૈકી ગામનો પટેલ પંચાયતના અધ્યક્ષ તરીકે કામ કરતો હતો. બાકીના ચાર સભ્યો પૈકી ઓછામાં ઓછા ત્રણ ખેડૂત વર્ગના હતા. આ ચારેય સભ્યોને ગામના દરેક કુંટુંબના વડીલો દ્વારા ચૂંટવામાં આવતા હતા. ગામમાં પટેલ ઉપરાંત 'રાજમંત્રી' કે 'રાજશુભેચ્છક' હોય તો તેઓ પંચાયતના પાંચ સભ્યો સાથે વધારાના સભ્ય તરીકે કાર્ય કરતા હતા. પંચાયતની મુદત ત્રણ વર્ષની હતી. જે નવી પંચાયત આવતા સુધી કામ કરતી હતી.

ટપામાં જેટલા ગામો આવેલા હોય તેટલી સંખ્યાના સભ્યોની ટપા પંચાયત બનતી હતી. ટપાના દરેક ગામની ગ્રામ પંચાયત પોતાના સભ્યો પૈકી એકેક સભ્યની ટપા પંચાયતના સભ્ય તરીકે પસંદગી કરતી હતી. આ પંચાયતની મુદ્દત ત્રણ વર્ષની હતી. ટપા પંચાયતના સભ્યો બહુમતીથી અધ્યક્ષની પસંદગી કરતા હતા. ટપા પંચાયત ફક્ત અપીલ સાંભળનારી પંચાયત એક એક સભ્યની પસંદગી મહાલ પંચાયતના સભ્ય તરીકે કરતા હતા. તેની મુદ્દત પણ ત્રણ વર્ષની હતી. મહાલના પંચાયતના અધ્યક્ષ તરીકે જે તે મહાલના મામલતદાર કામ કતા હતા. તેના કામકાજનો નિર્ણય બહુમતીથી થતો હતો. જે છેવટનો ગણાતો. ઈ.સ.૧૯૪૨ના હનુમાન જયંતિના ઉત્સવ પ્રસંગે રાજ્યમાં કંડોરણા, માધવપુર અને બગવદર ટપામાં ગ્રામ પંચાયત દાખલ કરવામાં આવી હતી.

**(૧) મ્યુનિસિપાલીટીની રચના**

દેશમાં જયારે અન્ય રાજ્યોની પ્રજા વહીવટમાં ભાગીદારી માંગવાની હિમાયત કરી રહી હતી. તે સમયે મહારાજા નટવરસિંહજીએ પોરબંદરની પ્રજાને મતાધિકારનું શસ્ત્ર આપી પ્રગતિકારક વહીવટીતંત્રનું ઉદાહરણ પાડ્યું હતુ. હજુર હુકમ નં.૪૫૦ તા.૦૭-૦૩-૧૯૩૦ દ્વારા પોરબંદર નગરપાલિકાને સ્વાયત સંસ્થાનો દરજ્જો આપવામાં આવ્યો હતો. જેમાં મ્યુનિસિપાલીટીનો વહીવટ પોરબંદર શહેરની પ્રજા તરફ થી ચૂંટી કાઢેલા ૧૨ તથા રાજ્ય તરફ થી નીમાયેલા પાંચ અને આ ૧૭ સભ્યોએ કો-ઓપ્ટ કરેલા ૩ સભ્યો મળી ૨૦ સભ્યોની 'મ્યુનિસિપાલીટીની જનરલ સભા' દ્વારા કરવામાં આવતો હતો.ચુંટણીની માટે શહેરના ૧૨ વિભાગ વોર્ડ રચના કરવામાં આવી હતી. તેમાંથી ૧૨ સભ્યો ચૂંટાવામાં આવતા. તે માટેનો મતાધિકાર કુંટુંબના વાળાને આપવામાં આવ્યો હતો. આ ચૂંટાયેલ મ્યુનિસિપાલીટીના પ્રથમ પ્રમુખ રાજરત્ન શેઠ મંચેરશા હિરજીભાઈ વાડિયા હતા. તેઓશ્રી ૧૯૩૧ થી સતત ૧૫ વર્ષ સુધી પ્રમુખ તરીકે રહ્યા હતા.

**(૨) શ્રી હજૂર રાજ્યસભાની સ્થાપના**

મહારાજા નટવરસિંહજીએ તા. ૯ જુન ૧૯૪૪ન પ્રજા સમક્ષ મહત્વનું ભાષણ આપી. આ મીઠા સહકાર અને સુયોગને લિખિત પ્રબંધના સ્વરૂપમાં મુકવાનો અને રાજકારણના કર્તવ્યો અને જવાબદારીની પ્રજાજનોમાં વ્વાસ્થાપૂર્વક ખીલવણી કરી રાજકારોબારમાં પ્રજાને રાજા સાથે જવાબદારી ઉઠાવવામાં સવિશેષ બંધારણીય રીતે સામેલ કરવાનો ઈરાદો વ્યકત કરી પ્રચલિત લોકશાસનના બંધારણની ત્રુટી દુર કરી રાજ્યની પ્રણાલિકા અને પ્રજાની સંસ્કૃતિને બંધ બેસે તેવું બંધારણ ઘડવા માટે અને 'શ્રી હજૂર રાજ્યસભા' રચવા માટે મંજુરી આપી હતી. પોરબંદર રાજ્યની પ્રજાકિય રાજસભા ૩૦ સભ્યોની બનેલી હતી. જેમાં સામાજિક અંગોના ૧૧ પ્રતિનિધિ, ધંધાદારી ક્ષેત્રના ૭, વેપાર-ઉદ્યોગના ૨, ભાયાત, મેર પસાયતા, બારખલીદારો, મ્યુંનિસિપાલિટીઓ દરેકના એક એક એટલે કે ૪ પ્રતિનિધિ; તેમજ હજૂર નિયુક્ત ૬ મળી કુલ ૩૦ પ્રતિનિધિઓ રાજસભામાં બેસતા હતા. દરે અંગોના પ્રતિનિધિઓ ચૂંટાઈને રાજસભામાં આવતા હતા. આ સુધારાને લોકશાહીના પાયાના સિંધ્ધાંતોમાંનો એક ગણાવી શકાય. સમગ્ર રાજસભામાં ચૂંટાયેલ અને શ્રી હજૂર નિયુક્ત સભ્યોના નામ પ્રસિધ્ધ થયાના ગેઝેટની તારીખથી રાજસભાની મુદ્દત ત્રણ વર્ષની રાખવામાં આવી હતી. રાજસભાની બેઠક ચાર માસના અંતરે એટલે કે વર્ષ દરમિયાન ત્રણ બેઠક મળતી. પરંતુ જરૂર પડ્યે વધારે સંખ્યામાં બોલાવી શકાતી હતી. મુખ્ય પ્રધાન રાજસભાની બેઠકનું પ્રમુખ સ્થાન સંભાળતા હતા. રાજસભાનું કામકાજ ગુજરાતીમાં ચાલતું હતું.

**[૭] સાર્વભૌમ સત્તા સાથેના સબંધો**

પોરબંદર રાજ્યના વિકાસમાં સાર્વભૌમ સત્તાએ સહકાર આપ્યો હતો. તેથી વિશેષ પોરબંદર રાજ્યે યુદ્ધ સમયે કે અન્ય બાબતોમાં નાણાંકીય ભાર સહન કરીને પણ સાર્વભૌમ સત્તાને મદદ કરી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન રાણા નટવરસિંહજી સગીર વયના હોવાથી પોરબંદર રાજ્ય બ્રિટીશ એડમિનિસ્ટ્રેશન હેઠળ હતું. આ સમયે યુરોપના નાના રાજ્યોના બચાવ અર્થે ઈગ્લેંડ પણ જર્મની વિરુદ્ધ વિશ્વયુદ્ધમાં તા.૦૪-૦૮-૧૯૧૪થી જોડાયું હતું. આ સમયે અન્ય દેશી રાજ્યોની સાથે સાથે પોરબંદર રાજ્યએ પણ બધા સાધનો યુદ્ધના ઉપયોગ માટે સુપ્રત કર્યા હતા. યુરોપની તણાવભરી સ્થિતિને પહોંચી વળવા માટે પોરબંદર માં ઓફિસરો અને વેપારીઓની એક લોકલ કમિટી બનાવવામાં આવી હતી. જેમાં વેપારીઓ નક્કી કરેલી કિંમતે વસ્તુઓ આપવા તૈયાર થયા હતા. ઈ.સ.૧૯૧૪ના સપ્ટેમ્બર મહિનાની શરૂઆતમાં શહેરના મંદિરોમાં પ્રાર્થના થઈ અને બે વખત પોરબંદરમાં લોકોની જાહેર મિટિંગ થઈ હતી. પ્રથમ વિશ્વયુદ્ધમાં પોરબંદરની પ્રજામાંથી રૂ.૧૧૩૨૨૪ નો ફાળો 'યુદ્ધ રાહત ફંડ' માં આપવામાં આવ્યો હતો. આ સિવાય સૈનિકો, મોટર, ઘોડા, યુદ્ધ લોન વગેરેની સાર્વભૌમ સત્તાને મોટી મદદ કરવામાં આવી હતી.

ઈ.સ.૧૯૩૯માં દ્વિતીય વિશ્વયુદ્ધ શરૂ થતાં મહારાજા નટવરસિંહજીએ બ્રિટીશ સરકાર ને વફાદાર રહીને પૂરતી મદદ કરી હતી. જેમાં પોરબંદર રાજ્યના પોરબંદર, નવીબંદર, માધવપુર બંદરો બ્રિટીશ સરકારને ઉપયોગમાં લેવાની મંજુરી આપવામાં આવી હતી. તેમજ મહારાણા મિલ અને સ્વસ્તિક હોઝયરીમાંથી કાપડ મોકલવામાં આવતું હતું. જરૂરી અનાજ પુરવઠો પૂરો પાડવા કાઠિયાવાડના અન્ય રાજ્યોની મદદો પોરબંદર રાજ્યની રેલવે દ્વારા અને બંદર દ્વારા મોકલવાની વ્યવસ્થા કરી હતી. આ યુદ્ધ દરમ્યાન રાજ્ય તરફથી પાંચ લાખ વીશહજાર રૂપિયા જેવી માતબર નાણાંકીય મદદ કરવામાં આવી

હતી. આમ મહારાજા નટવરસિંહજીએ બ્રિટીશ સરકાર સાથે રાજકીય દ્રષ્ટિએ ખૂબ જ ઘનિષ્ટ સંબધ બાંધ્યો હતો. અને બંન્ને એકબીજાને વફાદાર રહ્યા હતા.

**[૮] રાષ્ટ્રીય ચળવળ પ્રત્યેનો અભિગમ**

ઈ.સ.૧૯૩૯માં પોરબંદરમાં 'યુવક સંઘ' નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી. તેના પ્રમુખ હરજીવન વેલજી ઢાંકી અને મંત્રી મથુરદાસ ભુપ્તા હતા. આ યુવક સંઘે ૧૯૪૨ની હિંદ છોડો લડતમાં સભા, સરઘસ, પ્રભાતફેરી, પત્રિકા વિતરણ દ્વારા પ્રજા જાગૃત્તિનો કાર્યક્રમ અમલમાં મૂક્યો હતો. ઉપરાંત બ્રિટીશ સરકારને યુદ્ધકાળ દરમ્યાન જરૂરી વસ્તુઓ પૂરી પાડવાના કાર્યનો વિરોધ કરવાનું શરૂ કર્યું હતું. અંગ્રેજ સરકારને ૩૩ ટકાથી વધુ માલ પોરબંદરની મહારાણા મિલ અને સ્વસ્તિક હોઝિયરી મિલ દ્વારા મળતો હતો. યુવક સંઘને મિલ બંધ કરાવવાના આંદોલનમાં સફળતા ન મળી. આ મિલનો માલ વેગનોમાં ભરાય રહ્યાનું જાણી દયાળજીભાઈ હરિદાસ વાઢીયાની આગેવાની હેઠળ કસાયેલા સ્વયંસેવકોની ટૂકડી ગાડીના એન્જીન પાસે સુઈ જઇને રામધૂન બોલાવવા લાગી ત્યારે રાજ્યની પોલીસે તેમના પર અમાનવીય લાઠીમાર કરી કેટલાકને અજાણ્યા સ્થળે ઉપાડી ગયા હતા. મહારાણા સાહેબે શહેરીજન સભા સાથે ચર્ચા કરીને શ્રીહરજીવનદાસ, શ્રી કાંતિલાલ બ્રોકર શ્રી મથુરદાસ ભુપ્તા અને નગીનદાસ મોદીની ધરપકડ કરીને અજાણ્યા સ્થળે લઈ ગયા. તા.૨૪-૦૯-૧૯૪૨ના રોજ આગેવાનોની ધરપકડના સમાચાર વાયુવેગે રાજ્યમાં પ્રસરી ગયા. આગેવાનોની ધરપકડો થઈ છતાં આંદોલન ચાલુ રહ્યું. હવે આંદોલનની આગેવાની પ્રજાએ લીધી વિદ્યાર્થીઓ, વેપારીઓ, કાર્યકરો વગેરે એકત્રિત થયા અને વિશાળ સરઘસ નીકળ્યું. સરઘસે શાંતિથી કૂચ કરી અને ન્યાયની માંગણી કરવા શહેરના મુખ્ય માર્ગોએ થઈને રાજમહેલ પહોંચ્યું. તેમણે આગેવાનોને છોડી મૂકવા મહારાજા સાથે ચર્ચા કરવી હતી. ત્યારે મહારાજા પેલેસમાં હતા. આ લોકોનો સંદેશો આવતા મહારાણા નટવરસિંહજી, યુવરાજ ઉદયભાણસિંહજી, મેરૂભા ગઢવી અને થોડા અધિકારીઓ સાથે પેલેસની સામેના કમ્પાઉન્ડમાં આવ્યા. મહારાજા બેસીને લોકોના જવાબ સંતોષકારક આપતા હતા. તે દરમ્યાન ટોળામાંથી કોઈ નટખટે હિંસાનો આશરો લેવા માટે પથ્થરના એક-બે ઘા કરવાની શરૂઆત કરવાનું શરૂ કર્યું. છતાં પણ રાજવીએ ખૂબ જ શાંતિ જાળવી અને કહ્યું કે મારી રૈયત છે અને આ તેનું ગાંડપણ છે. બાજુમાં રહેલા મેરૂભા ગઢવી સહિત સ્ટાફે મહારાજાના રક્ષણ માટે પછેડી આડી રાખી દીધી હતી,આ ગાંડપણ વધુ હોવાનું જણાતાં પેલેસમાંથી અન્ય સ્ટાફ અને રાજકુટુંબથી આ પરિસ્થિતિ અસહ્ય લગતા લોકોના ટોળાને કન્ટ્રોલ કરવા માટે પેલેસમાંથી હૂકમ છૂટ્યો અને લાઠીચાર્જ જેવી પરિસ્થિતિ બનવા પામી. ત્યારબાદ પોરબંદરમાં અઠવાડિયાની હડતાલ રહી. ટીખળખોર, અસામાજિક અને ઉગ્ર ચળવળીયાઓને બોધપાઠ આપવા માટે પોરબંદરના ગામડાઓમાંથી મહેર આગેવાનો, ગિરાસદાર આગેવાનો અને સ્ટાફે તેમજ કેટલાક હિતશત્રુઓએ બહુ કડક અમલ અખત્યાર કર્યો. તેને કારણે આ એક પ્રસંગમાં ના છૂટકે પ્રજાપ્રિય રાજવીને કાળી ટીલી લાગી હતી.

[૯] પ્રેરણાદાયક પ્રંસગો ( આ મુદા આખરી પુસ્તકમાં સમાવેશ કરેલ છે.)

[૧૦] વિશિષ્ટ વાતો / પ્રવચનના અંશો (આ  મુદા આખરી પુસ્તકમાં સમાવેશ કરેલ છે.)

[૧૧] ઈતિહાસમૂલક ગીતો (આ  મુદા આખરી પુસ્તકમાં સમાવેશ કરેલ છે.)

**[૧૨] મૂલ્યાંકન**

મહારાણા નટવરસિંહજીએ પોતાના જીવનકાળ દરમ્યાન તમામ પ્રકારના અનુભવો કર્યા હતા અને સુખ દુઃખો પણ વેઠ્યા હતા.પોતે ઉત્તમ વ્યક્તિત્વો પાસે બેઠેલા ઉઠેલા ને સંપર્કમાં રહેલા હોવાથી તેમની ઉદાર અને વિશાળ દ્રષ્ટિ રહી હતી. .પોતે વિવિધ પ્રકારની સારી એવી કેળવણી લીધેલા સમજુ, વિચક્ષણ, ઉદાર,દયાળુ અને બીજાનું દુઃખ સમજી શકે એવા રાજવી હોવાથી તેમણે પોતાના શાસનકાળ દરમ્યાન રાજ્યને વધુને વધુ સમૃદ્ધ, ઉદાર અને શક્તિશાળી બનાવવાનો પ્રયત્ન કર્યો હતો.તેમ જાણી શકાય છે. સ્થાનિક સ્વરાજ્યને લગતા તેમના વિચારો અને પોતે ઊભી કરેલ વ્યવસ્થા ઉપર નજર નાખતા જણાય આવે છે કે પોતે ખરેખર એક સમર્થ રાજવી તરીકે ઉભરી આવ્યા હતા આથી જ આઝાદીના અવસરે પોતે પોતાનું રાજ્ય ભારત સંઘમાં વિલીન કરવાનું હસતાં મોઢે સરદાર પટેલ સમક્ષ સ્વીકારી ઘણી બધી માલ મિલકત અને રાચ રચિલા સાથે રાજ્ય પ્રજાજનોને સોંપી આપ્યું હતું.








# REPORT ON THE ADMINISTRATION

OF

# THE PORBANDAR STATE.

FOR THE

YEAR 1935-36.

PRINTED AT THE PORBANDAR STATE PRESS.



અખંડપ્રૌઢપ્રતાપ ગૌબ્રાહ્મણપ્રતિપાળ માર્તંડવંશવિભૂષણ નેકનામદાર મહારાજા મહારાણા શ્રી

# સર નટવરસિંહજી

કે. સી. એસ. આઇ. ની સેવામાં.



આપણા રાજરાજેન્દ્ર નામદાર શહેનશાહે આપ નામદારશ્રીને કે. સી. એસ. આઇનો માનવંતો ખિતાબ બક્ષ્યો તે પ્રસંગમાં અમો નમ્ર ભાયાતો અમારા અંતરની લાગણીના બે શબ્દો બોલવા રજા લઇએ છીએ.

**આપણા** પ્રતાપી પૂર્વજોની પવિત્ર ગાદીએ બીરાજમાન થતાં નામદારશ્રીએ જે અમૂલ્ય શબ્દો ઉચ્ચારેલા છે તે હજુ અમારા કાનમાં ગુંજે છે, અમને આનંદમાં ડોલાવે છે, નામદારે ઉચ્ચારેલું કે—

"**ભાયાત** વર્ગ એ અમારા રાજ્ય બંધારણનો સ્થંભ છે. જે જેઠવા વંશનું રૂધીર અમારામાં છે તે તમારામાં છે તો તમારી ઉન્નતિનો વિચાર એ અમારૂં પહેલું કર્તવ્ય."

**નવ** વર્ષના અમલમાં એ અમૃતવાણીને નામદારે કેટલી સાર્થક કરી છે તેનું સિંહાવલોકન કરીએ.

**સાધનહીન** ભાયાતોને તથા વિધવાઓને નામદાર ધનસહાય આપીને નભાવો છો. ભાયાતોના પુત્રોને પોતાનાજ પુત્રો માની ભણાવવાનો તમામ ભાર પણ હોસ્ટેલ ચલાવી નામદારજ ઉપાડો છો ને તેથી પણ આગળ વધનારને મોટી સ્કોલરશીપો આપી ઉંચો અભ્યાસ કરવા પ્રેરનાર પણ નામદારજ છો, વળી અમારી પુત્રીઓને પોતાનીજ પુત્રીઓ સમાન માની તેને લગ્ન પ્રસંગે દાયજા વગેરે ખર્ચ આપવાની દિલાવરી નામવર દર્શાવો છો ને અમારી મુશ્કેલીઓને દૂર કરો છો. એ અમારા ઉપર ઓછો આભાર નથી. મતલબ કે સમગ્ર જેઠવા ભાયાતોને નામદારશ્રી પોતાનું એક વિશાળ કુટુંબ માનો છો. એ નામદારશ્રીની દૃષ્ટિની ઓછી વિશાળતા નથી.

**માત્ર** ભાયાતોનેજ પોષી નામદારની ઉદારતા અટકી નથી. આખી ક્ષાત્રજ્ઞાતીનો ઉદ્ધાર એ નામદારની અભિલાષા છે. જાડેજા હોય, ગોહેલ હોય કે ઝાલા હોય, ગમે તે ક્ષાત્રિ પુત્ર હો, તો પણ યોગ્યતા પ્રમાણે હોદ્દા આપી નામદારે પોતાના ક્ષાત્રબંધુઓને વિસાર્યા નથી.

**આજ** લગીના જેઠવા નરેન્દ્રોમાં યુરોપનો પ્રવાસ કરનાર પહેલવહેલા આપ નામદારજ છો, તેમજ મહારાજાનો તથા કે. સી. એસ. આઇનો ખિતાબ મેળવનાર પણ પહેલવહેલા આપ નામદારજ છો. આપ નામદારથી જેઠવા વંશનું ગૌરવ ને કીર્તિ રોશણા વધ્યાં છે ને એ ગૌરવ ને કીર્તિ આપ નામદારના એક લોહીઆ અમો ભાયાતોને હર્ષમાં પ્રફુલ્લિત બનાવે છે. એ હર્ષમાં અમારી એટલી પ્રાર્થના છે કે સર્વ શક્તિમાન પ્રભુ નામદારશ્રીને સુખસંપત્તિ સંતતિ આરોગ્ય ને દીર્ઘાયુષ બક્ષો ને ક્ષાત્રકુળનું ગૌરવ દિનપ્રતિદિન વૃદ્ધિમાન બનો. **તથાસ્તુ.**

વિનીત
આપ નામદારશ્રીના નમ્ર ભાયાતો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | કુમારશ્રી દાદુભા વિજયસિંહજી | બાપોદર | ૫ | જેઠવા દોલતસિંહજી નાથાજી | વાછોડા |
| ૨ | કુમારશ્રી શીવસિંહજી મોતીભાઇ | શ્રીનગર | ૬ | જેઠવા જુવાનસિંહજી રણમલજી | પાંડાવદર |
| ૩ | જેઠવા સરદારસિંહજી નાગસિંહજી | કાટવાણા | ૭ | જેઠવા મોતીભી કાળુભી | મોરાણા |
| ૪ | જેઠવા દોલતસિંહજી ભુપતસિંહજી | બરડીયા | | | |



સ્વસ્તિ શ્રી ભાવનગર મહા શુભસ્થાને અનેક શુભોપમા યોગ્ય રાજ રાજેન્દ્ર મહારાજ કૃષ્ણ કુમાર સિંહજી

એતાન શ્રી પોરબંદરથી લી. કર્નલ ઈ. ઓબ્રાયન એડમિનિસ્ટ્રેટર સાહેબના સલામ વાંચશો.

વિશેષ નામદાર મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજીના રાજ્યારોહણનું શુભ મુહુર્ત સં. ૧૯૭૬ના મહા શુદ ૫ તારીખ ૨૬ માહે જાન્યુઆરી સને ૧૯૨૦નું નિરધાર્યું છે અને તે શુભ ક્રિયા કાઠીયાવાડ પ્રાંતના વાલાશાન મે. એજન્ટ ટુ ધી ગવર્નર સાહેબ બહાદુર કરશે માટે એ શુભ પ્રસંગપર પધારી શોભામાં અભિવૃદ્ધિ કરશો. એજ

સંવત ૧૯૭૬ના પોસ શુદ ૧૦, તારીખ ૧ માહે જાન્યુઆરી સને ૧૯૨૦.

E. O'BRIEN, Lt. Colonel,
Administrator, Porbandar State.

દામોદરદાસ પ્રિન્ટીંગ હાઉસ રાજકોટ સીવીલ સ્ટેશન.



॥ श्री गणेशाय नमः ॥



સ્વસ્તિ શ્રી ભાવનગર મહાશુભસ્થાને-અનેક શુભોપમા યોગ્ય બિરાજમાન મહારાજા સાહેબ કૃષ્ણકુમારસિંહજી

એતાન શ્રી સ્વસ્થાન પોરબંદરથી લી૦ મહારાણા શ્રી નટવરસિંહજીના સલામ વાંચશો.

વિશેષ લખવાનું કે હજુર બંગલાની સંયુક્ત નવા બંગલાના વાસ્તુનું શુભ મુહૂર્ત સંવત ૧૯૭૯ના વૈશાક વદી ૧૧ ભૃગુવાર તા. ૧૧—૫—૨૩નું નિરધાર્યું છે. આ શુભ પ્રસંગ ઉપર સહકુટુમ્બ પધારી શોભામાં અભિવૃદ્ધિ કરશો.

સંવત ૧૯૭૯ના વૈશાક શુદ ૧૫ સોમવાર તારીખ ૩૦—૪—૨૩.

લી.

મહારાણા શ્રી નટવરસિંહજી.



સ્વસ્તિ શ્રી जामनगर મહા શુભસ્થાને અનેક

શુભોપમા યોગ્ય [illegible] रणजितसिंह महाराजा

युवराज कुमार दिग्विजय

એતાન શ્રી પોરબંદરથી લી. બા શ્રી રામબાના આશિષ વાંચશો.

વિશેષ અમારા ચિરંજીવી કુમાર શ્રી નામદાર મહારાજા રાણા સાહેબ નટવરસિંહજીના શુભ લગ્ન સં. ૧૯૭૬ના મહા વદ ૧ તા. ૫ માહે ફેબ્રુઆરી સને ૧૯૨૦ ના નિરધાર્યાં છે અને મંડપારોપણનું શુભ મુહૂર્ત સં. ૧૯૭૬ના મહા શુદ ૧૧ તા. ૩૧ માહે જાન્યુઆરી સને ૧૯૨૦નું નિરધાર્યું છે તે માંગલિક પ્રસંગ ઉપર પધારી શોભામાં અભિવૃદ્ધિ કરશો.

સંવત્ ૧૯૭૬ના પોષ શુદ ૧૦ તા. ૧ માહે જાન્યુઆરી સને ૧૯૨૦.

લી.

બા શ્રી રામબાના આશિષ.

નોટ:— લગ્ન હથેવાળો લીંબડી મુકામે થશે.

દામોદરદાસ પ્રિન્ટીંગ હાઉસ રાજકોટ સીટી સ્ટેશન.

  

અખંડ પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજા ધિરાજ માહારાણા શ્રી

# સર નટવરસિંહજી બહાદુર

## કે. સી. એસ. આઇ. ની હજુરમાં.

અમો પોરબંદર રાજપુત સમાજના સભ્યો આપ નામદારશ્રીને; નામદાર શહેનશાહ બહાદુર તરફથી કે. સી. એસ. આઇ. નો માનવંતો ઇલ્કાબ મળ્યાથી અમોને જે પારવાર આનંદ થયો છે, તે પ્રગટ કરવા તથા આપ નામદારશ્રીને માન અને નમ્રતા પૂર્વક અભિનંદન આપવા રજા લઇએ છીએ.

આપ નામદાર જેડેજાકુળ દીપક અને રાજપુત ઉન્નતિમાં જે સહાનુભુતિ દર્શાવો છો અને ઉત્તેજન આપો છો; તેથી આપ જેવા ઉદાર અને રાજપુત પરમ હિતૈષી મહારાજા સાહેબને માન મળવાથી અમોને ગર્વ થાય એ સ્વભાવિક છે.

આપણી ક્ષત્રિય જ્ઞાતી ભૂતકાળમાં જે ઉત્તમ સ્થાન ભોગવતી હતી તેજ ઉત્તમ સ્થાન આપ સમાન મહાન ક્ષત્રિય ભૂષણ નરેશની કૃપા, સહાય, અને ઉત્તેજનથી ભોગવતી થશે એવી અમારી આશા સબળ બને છે.

આપના ચારિત્ર્યમાં નિર્વ્યસનીપણું, ગૌરવ, ઉદારતા, હીમત અને ધૈર્યના ઉત્તમ ક્ષત્રિય ગુણો જોવામાં આવે છે તે દાખલારૂપ છે, અને નિર્વ્યસનીપણું, શુદ્ધ ચારિત્ર્ય, અને ક્ષત્રિયને લાયક ઉંચ કેળવણી, રજપુત સમાજમાં પ્રસરે એવી અમારા આ નાના સમાજની પ્રવૃત્તિઓ આપ નામદારની પ્રસન્નતા વધારે ને વધારે મેળવતી થાય એવું અમો ઈચ્છીએ છીએ.

અમો આપ નામદારશ્રીનું તથા રાજ્ય કુટુંબનું દીર્ઘાયુષ્ય ઈચ્છીએ છીએ અને આપ શ્રીમાનને સર્વ પ્રકારે વિજ્ય મળે એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

લિ. આજ્ઞાંકિત સેવકો

ધી પોરબંદર આર્ટ પ્રિન્ટીંગ વર્કસ માણેક ચોક, પોરબંદર.

અખંડ પ્રૌઢ પ્રતાપ

ગૌબ્રાહ્મણ પ્રતીપાળ નેક નામદાર

# મહારાજા મહારાણા સર નટવરસીંહજી બહાદુર,

કે. સી. એસ. આઇ.,

## પોરબંદર.

**આપ** નામદારની મુંબઇમાં વસ્તી પ્રજા તરફથી આપને શ્રીમાન સમ્રાટ્ જ્યોર્જ પંચમના જન્મ દીવસના ઉત્સવ નિમિત્તે એનાયત થયેલા કે. સી. એસ. આઇ. ના માનવંતા ખેતાબ માટે અમો અમારી હર્ષ અને આનંદની ઉર્મીઓ પ્રદર્શીત કરી આપ નામદારને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

**આપ** નામદારે નાની વયમાં અને થોડા વર્ષના રાજ્ય અમલમાં આપની ઉદાર અને ઉચ્ચ પ્રકારની રાજનીતિથી તેમજ શુદ્ધ અને નિષ્પક્ષપાત ન્યાયથી અને પ્રજા પ્રત્યેના અગાધ પ્રેમથી નાતજાત કે વર્ણના ભેદ વિના સમસ્ત પ્રજાનાં મન હરી લીધાં છે; અને આપ નામદાર એક પ્રજાપ્રિય રાજવી અને આદર્શ નૃપતિ તરીકે સારા દેશમાં જાણીતા થયા છો. રાજ્યની પ્રગતિ અને પ્રજાના શ્રેય માટે આપ અત્યંત ખંત અને ઉંડી કાળજી રાખો છો અને પ્રજાનાં દુઃખો માટે સહાનુભૂતિ ધરાવો છો તે આપના રાજ્ય અમલમાં અમો સંપુર્ણ રીતે જોઇ શકયા છીએ. આપ નામદારનું રાજયતંત્ર એટલું બધું ઉદાર અને પ્રજા ઇચ્છાને અનુસરતું છે કે પ્રતિનિધીત્વવાળું પ્રજાનાં કલ્યાણ માટેજ પ્રજાતંત્ર હોય એમજ સૌ કોઇ માને છે. આપના કલ્યાણકારી રાજ્યતંત્રથી આપ નામદારના સુવિખ્યાત રાજકુળનું ગૌરવ અને પ્રતિષ્ઠા અધિકતર ઉજ્જવલ કર્યાં છે. પ્રજાના શ્રેય, ઉત્કર્ષ અને સમૃદ્ધિમાં આપ નામદારે પોતાનું શ્રેય, ઉત્કર્ષ અને સમૃધ્ધિ માની લીધાં છે. આવા અપ્રતીમ રાજગુણોયુકત રાજવીની અમો પ્રજા છીએ તે અમારા અત્યંત સદ્દભાગ્ય છે, અને તેથી સ્વભાવિક રીતે અમોને ગૌરવ ઉત્પન્ન થાય છે.

**પોરબંદર** રાજ્યની દરેક સાર્વજનિક પરોપકારી સંસ્થા માટે આપ નામદાર અત્યંત દીલસોજી ધરાવો છો તે અમારે માટે મોટા આનંદની વાત છે. પોરબંદરનું પાંજરાપોળ, દુષ્કાળ નિવારણ સંસ્થા તથા બીજા અનાથાશ્રમો, દવાખાનાઓ, પાઠશાળાઓ, મદ્રેસાઓ વીગેરેની અભિવૃદ્ધિમાં આપ તથા પુજ્ય રાણી સાહેબ રૂપાળીબા અંગત ઉત્સાહપૂર્વક ભાગ લ્યો છો તે જાણીતું છે. અને તેવા પ્રોત્સાહન અને આશ્રયથી આપ નામદારની પ્રજા પણ તેવી સર્વ સંસ્થા પ્રત્યે શુભ ઇચ્છા અને ઉમંગ રાખે છે. આપ નામદારની સહાય અને પ્રેરણાથી પોરબંદરનું પાંજરાપોળ સમસ્ત દેશમાં આદર્શરૂપ ગણાય છે, અને અમને આશા છે કે આપની શુભ આશીષથી પોરબંદરની દરેક સાર્વજનીક સંસ્થા આદર્શરૂપ થઇ પડશે.

**પોરબંદરના** વેપારની પ્રગતિ માટે અને બંદરની ખીલવણી માટે આપ નામદારને અત્યંત હોંશ છે, અને આપની પ્રજા તે માટેના આપના દરેક પ્રયત્નમાં સહકાર કરવા તૈયાર છે, અને પ્રભુ ઇચ્છાથી પોરબંદરનો વેપાર અને બંદરની ખીલવણી દિનપ્રતિદિન વૃદ્ધિંગત થાઓ એમ અમો ઇચ્છીએ છીએ.

**છેવટમાં** આપ નામદારના પ્રજા કલ્યાણના દરેક શુભ પ્રયાસો સફળ થાઓ, દરેક કાર્યમાં સંપૂર્ણ યશ મળો, રાજ્ય અને પ્રજાજનો સુખી, સંતોષી અને સમૃદ્ધિવાન થાઓ, હનુમાનકુળ રાજ્ય રામરાજ્ય સમ થાઓ, અને આપ નામદારને તથા પુજ્ય રાણી સાહેબ રૂપાળીબાને પ્રભુ આરોગ્ય અને દીર્ઘાયુષ્ય અર્પે એવી અમારી પ્રજાજનોની સર્વવ્યાપક પાસે નમ્ર પ્રાર્થના છે.

લી૦ અમો છઇએ
આપ નામદારની
મુંબઇમાં વસતી પ્રજાની વતિ

સુદામા હાઉસ,
બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ.
સંવત ૧૯૮૫ ના જેઠ વદ ૭ શનીવાર
તા. ૨૯ જુન ૧૯૨૯.

નરોતમ મોરારજી,
પ્રમુખ.
હરકીસનદાસ રામજી,
ઉપ-પ્રમુખ.
વલભદાસ ચત્રભુજ શિવજી,
જમનાદાસ ખુશાલદાસ,
ગુલામહુસેન આમદ દેવજી,
રામજી ગોરધનદાસ,
ઓ. સેક્રેટરીઓ.

"સાંજ વર્તમાન" પ્રેસ, કોટ, મુંબઇ.